૫૩૫૦

# ખુલાસો

## [ છેલ્લાંમાં છેલ્લી આવૃતીનો. ]



પારસી સંસારી નાટકોની શોકીન તમાસબીન આલમમાં મોટી ને પુરતી પ્રસિધ્ધતા પામી ચુકેલા આ માહરા જુનાખખ નાટકને—હવે મને લાગે છે કે—આ નવી આવૃતીના સબંધમાં કોઇ લંબાણ પ્રસ્તાવનાની જરૂર નથી. અનેક આવૃતીઓમાં અનેક મરતબા આ આગમચ ખુલાસાવાર દીબાચિએ પ્રસિદ્ધ થઇ ચુકયા છે, ને તેજ બસ છે. મને માનવાને લાલચ થાય છે કે પારસી સંસારી નાટકોમાં આ ખેલે કરેલા "રેકર્ડને" બીજો કોઇ પારસી સંસારી ખેલ પોંહોંચવાનો નથી. નજદીક ૩૦ વરસોની વાતપર મી૦ ખટાઉને વાસ્તે મેં માહરી ન્હાની ઉંમરે એ ખેલ લખ્યા પછી તે હજારો નહીં તો સંહકડોબંધ મરતબા સ્ટેજ થઇ ચુકયો છે, ને "ગેઇટી" "નૉવેલ્ટી" ને "ગ્રાંડ ઠીએટર" જેવી કુશાદે નાટકશાળાઓમાં અત્યારતક તે જોવાની તમાસબીન આલમની જે ધમાલ પડતી રહેછે તે એ અદના નાટકની અચુક ફત્તેહની પ્રત્યક્ષ પુરવારી હું માની લઉછું. એની લગોલગ બરાબર માહરા "ભોળી ગુલ" ને માનવંત મરહુમ ભાઇજી કેખુશરોનો "ભોળી જાન" પણ ચાલ્યો આવ્યો છે, પણ તે છતાં "ગામરેની ગોરી" થોડાંક કદમ આગલ પડતો છે, ને એ માહરા પુરાણા ખેલની એ અચુક ફત્તેહ માટે હું. તેથી, ખુદાનો ખાસકરી શુકરગુજાર છું. વળી એ ફત્તેહનું માન મી૦ ખટાઉ અને મરહુમ મી૦ બાલીવાલાની કુંપનીઓના કસાયલાં ને ચુનંદાં ખેલાડીઓને પણ ઘણે દરજજે આભારી છે, અને સાર અસાર પારખનાર અને સારાં સંગીન સાહીત્યની જાબજા કદર કરનાર ગુજરાતી આલમનો એજ સંબંધમાં હું કોઇ કીસમે ઓછો ઉપકારી નથીજ એ માહરે આ ટુંક ખુલાસામાં ભાર નાખીને કેહવું ઘટે છે.

બ. ન. કાબરાજી.

સપ્ટેંબર, ૧૯૧૪.

# નાટક પાત્ર.

**મરદો:—**

**મેહરજીભાઈ મેહતા**...સુરતનો એક મધ્યમ સ્થિતીનો અને સુધરેલા વિચારનો ભુરજીગર.
**જાલેજર**...............મેહરજીનો વરસોથી ગુમ થયલો વડો ભાઇ.
**અરદેશર**...............જાલેજરનું છુપું નામ.
**જહાંગીર**............ { મેહરજીનાંઘરમાંબચગીથી ઉધરેલો એક જવાંન.—પાછલથી સિદ્ધ થયેલો સપલશાહનો બેટો.
**બરજો**.................જહાંગીરનું છુપું નામ.
**કાઉસ**..................મેહરજી તથા જાલેજરનો ભત્રીજો; એક લુચ્છો.
**મંચેરશા મીંઢા**
**તેહમુરસ તુમાખી** } મેહરજી તથા જાલેજરના બનેવી.
**સપલસાહ સાહુકાર**...એક ધનવાન સેઠયો.—જહાંગીરનો દોસ્ત ને પાછલથી સિદ્ધ થયલો તેનો બાપ.
**પેસતનશાહ**...........જાલેજરનો સોલીસીટર.
**ખરશેદજી ખાન્દાની**...જહાંગીરનો એક દોસ્ત.
**બેહરાંમ**................એક જંગલી ઇરાની.—ખરશેદજીનો નોકર.
**કીકલો**..................એક લાલ્યો.—ખરશેદજીનો બીજો નોકર.
**હોરમજજી**..............એક ધડયાલી.
**હીજો**...............
**ધનજી**............... } માતબર મેહેલ માંહેલા નોકરો.
**માંકો**...............
**ભીખો**.................મેહેરજીનાં ઘરનો નોકર.

**ઓરતો:—**

**ગુલબાનુ**...............મેહરજીની બેટી.
**દીની**....................એક નોસાકરી છોકરી.—કાઉસની પરણી બાયડી.
**નાજાં**...................મંચેરશાની બેટી.
**શીરીન**.................તેહમુરસની બેટી.

એ ઉપરાંત પોસ્ટવાલો, કંચનીઓ વિગેરે, વિગેરે.

---

**સ્થળ.**—સુરત અને મુંબઈ.

**વખત.**—ચાલુ.



# ગામરેની ગોરી.

## અંક ૧ લો—પ્રવેશ ૧ લો.

{ સ્થળ સુરત. મેહરજીભાઈ મેહતાનાં ઘરનું એક દીવાન ખાનું ફરનીચર મધ્યમ. ગુલાં સીવતી ગાય છે—

### ગાયન.

જગતવાલી! સઉ તું જ બલીહારી રે! —ઓ જગત૦
દીપે ખુબી ખુબ જગતમાં નીત ન્યારી રે, ન્યારી!—જગત૦
નહીં સહજ રજ બી ફોકટ તેં સરજાવીરે,
નહીં ગરજ ગજને[1] રજની તેં ફરમાવી રે,
ભરી હીત રીત કરી જગ તેં જારી રે, જારી!—જગત૦
પશુ પંખી જીવજંત ને નર નારી રે,
તુંને ડગલે પગલે જગમે છે ઉપકારી રે,
ભજે નામ કામ-રચના છે ન્યારી રે, ન્યારી!—જગત૦

(ગાયણુ પુરૂં થતાં મેહરજી દાખલ થાય છે.)

**મેહરજી**—દીકરી ગુલાં, તું અહીં છે કે? હું તુંને કાહારનો બીજા ઓરડાઓમાં જોયા કરતોતો. ( બેસે છે.)

**ગુલાં**—હા બાવાજી, હાથમાં કંઇ કામ નહીં હોય તારે વખત જાંણે મારેલો નીઠતો કે હઠતો નથી, ને તેથી તેમ વખત ગુમાવા કરતાં કંઇ ને કંઇ ગાઇને કામ કરવામાં મને વધારે ગમ્મત પરેચ.

**મેહરજી**—એ સારી વાત છે, દીકરા. આખ્ખાખાણીની કાંની અયાસી જીંદગી ગુજારવા કરતાં હારકાં કસીને તનને કસરત આપતાં રેહવું, એના જેવું બીજું કંઇ નહીં; પન વારૂ ગુલાં, હવે પેલા આપરા પહરોના અરદેસરજી તારી સાથ કેમ ચાલેચ? હવે તેવણુની માંદગીમાં તો સુધારો છે ની? (અરદેશર છુપ્યો આવી સાંભળે છે.)

---

[1] હાથીને.

**ગુલાં**—હા બાવાજી, હવે તો ઘણો સુધારો છે. પણ બાવાજી એવણ કેહચ તે સું ખરૂં હોસે, કે આએ આખ્ખી દુન્યામાં એવણનું કોઇ સગું વહાલું છેજ નહીં?

**મેહરજી**—હોય બી દીકરી; એમાં અજાયબ થવા જેવું કંઇ નથી.

**ગુલાં**—ને તેથી મને એવણની ઘણી દયા આવેચ, બાવાજી. એવણુને મરતેતોલ હાલતમાં આપરે રસ્તામાંથી ઉંચકીને ઘેરમાં લાયાં, તે દાહરથી એ ડોસાજીને હું કાકાજી કેહુંચ, ને તમે માનસો? જાંણે એવણ મારા સગા કાકા હોયની તેમ કંઇ હવે મને એવણ પર હેત છુટેચ!

**મેહરજી**—એ તારા સદાના સખી ને માયાવંતા દીલગુરદાની તાસીર છે, મારી દીકરી,

**ગુલાં**—(હસીને) જો જો હં બાવાજી, તમે એમ મારાં મોંના પર મારી તારીફો કરી કરીને મને છગાવી મેલસો હો? (જરા થોભીને) પણ મને કેહોની, બાવાજી, કે તમે એ અરદેસરજીને હવે તો અહીંજ રહેવા દેસો કેની?

**મેહરજી**—પણ મને સાંની અરચન, મારી દીકરી? પણ ગુલ, હાલ તુરત એ વાત જવા દે, ને કંઇ ગા.

**ગુલાં**—સું ગાઉં બાવાજી?

**મેહરજી**—તારે ગમે તે ગા.

**ગુલાં**—તારે તમે કેહવો તો બેહસ્તન માયજી વીશે મને મારા કવીએ જે નવું ગીત સીખવ્યુંચ તે ગાવું? ખરૂં કેહુંચ બાવાજી, એ ગીત ગાતી વખત મને માયજી યાદ આવેચ, તારે મારાથી રરયા વગર રેહવાતું નથી.

**મેહરજી**—હવે એ વાત જવા દે ને કંઇ ગા.

**ગાયન.**

**ગુલાં**—ભલી ભુલાતી નથી મુજથી-
મુજ માત, ત્હારી યાદ શાદ,
ગમથી મરસ રેએ!
દુ:ખતો સહેવાએ નહી,
મનથી જલતાં-તનથી બલતાં!
મને ગઇ ભુલી મા! મૂકી ગઈ અટુલી.
તન મન સૌ બેદમ કરતાં!-ભુલાતી.

માદર તુ થઇ જીન્નત મુકામ,
વ્હાલી તુ જઇ સ્વર્ગે વસી,
ન દાદ મુજ એ દાદની ફરીયાદની કીધી ફસી !
મગર સુજે સુખમાં સદા—
તુ સ્વર્ગમાં શાન્તી કર્ી.
માલીક તે એ નિવાઝની ગોદમાં તુ નીત રહેજે હસી !-ભુલાતી.

**મેહરજી**—દીકરી ગુલ, તેં ઘણી ગમખાર ગેઈ ગુજરીની યાદ આપનારૂં ગાયણું મને સંભળાવ્યું, પણ એ બી ઠીકજ થયું. તારી બેહસ્તન માયને લગતાં એ તારાં ગીતથી મને તે મરનારની છેલ્લી ઘરીની એક અરજની વાત યાદ આવી.

**ગુલાં**—તે સું વાત છે, બાવાજી ?

**મેહરજી**—દીકરી, તે વાતમાં ઘણી દુરઅંદેશાથી નીગાહ પુગારવાની છે.

**ગુલાં**—મરેરે, મુઈ એવી તે સું માહાભારત વાત હોસે, કેહવોની બાવાજી ?

**મેહરજી**—તે વાત તારી શેહાદીની છે, મારી દીકરી.

**ગુલાં**—( હસી પડીને ) ઓ તમો ડોસા થાઓ રે, બાવાજી ! હું મકું જે સું એક દુર અંદેશીની માહાભારત વાત કરવાની હોસે ! પણ વારૂં એમાં માયજીની મરજીની સું વાત આવી.

**મેહરજી**—એ બેહસ્તનની એવી મરજી ઉતી કે દાહારો વારો આવતાં તુંને આપરા જેહાંગીર સાથેજ પણનાવી આપવી.

**ગુલાં**—હા, પણ જેહાંગીરનાં માય બાપની વાત તો તમુને ખબર બી નથી ?

**મેહરજી**—છેક તેમજ નહીં દીકરી. જો એ જેહાંગીરની હાલત હું હમનાં તુંને કંઇક વધારે વીગતથી સમજાઉં. તારો જનમ થયો તે વાતની પાંચ વરસ આગમચ હું તારી માયને લઇને તારી ફુઇઓને તાંહ મુંબઇ ગીયોતો, તે વખતે પાછાં ફરતાં ઇસ્તેસન પર એક નહીં માનવામાં આવે એવો સંજોગ થયો. કોઇ બિચારી દેખદતી રીતે જવાન ને દેખાવલી, પણ તદન ચીઠરેહાલ ને વાખાની મારેલી બઇરીએ મારી આગલ આવી મને અરજ કરી કહ્યું કે "આય બચ્ચાંને જરા એક મીલીત સંભાલસોજી ?"

**ગુલાં**—ને પછી તે માય તે બચ્ચાંને પાછી લેવા આવીજ નહીં ?

**મેહરજી**—બીલકુલ નહીં !

**ગુલાં**—મરેરે, કેટલું અજબ જેવું ! પણ તારે તે પસુ બચ્ચાંને તમે સાથે અહીં લાયા કે ?

**મેહરજી**—હા, જાણે એજગબી મલી ગીયું હોય તેમ મલેલાં એ બચ્ચાંને તારી માયની મરજીથી આપરાંજ ઘેરમાં લાવીને રાખ્યું, તે એક છોકરો ઉતો, ને તે આપરો જેહાંગીર.

**ગુલાં**—પણ બચારા જેહાંગીરને તેની માએ એમ અજબ જેવી રીતે સું કરવા તજી દીધો હોસે ? બાવાજી, તે કંઇ તરતનું જનમેલું બચ્ચું તો નહીં ઉતું ની ?

**મેહરજી**—નહીં, ખચ્ચીતજ નહીં. તે વખતે દેખાતી રીતે તેની ઉમ્મર ૭ મહીનાની આસપાસની ઉતી, જેથી એટલું તો ચોક્કસ થતું તું કે તે કમનસીબ માતાએ પોતાની નામોસીનાં પરીણામ કરીકે એ બચ્ચાંને તજ્યું તું નહીં; પણ એ બધી વાત જવા દે દીકરી ગુલ, ને હવે આપરે અસલ હાથ ધરેલી વાતપર પાછી આવ. મને કેહ તારે કે સું તું દીલની ખરી ખુશીથી જેહાંગીરને તારા ખાવંદ તરીકે બાહાલ રાખસે ?

**ગુલાં**—(શરમઇને) પણ બાવાજી, તે બરચું મને સું પુછોચ જો ?

**મેહર**—તુંને એક લાખ વખત પુછવાનું, મારી બેટી. જેહાંગીર સાથ તું પણવાની છે, હું નહીં; ને તેથી મારી મંજુરયાત ઉપરાંત તારી મરજી ને બાહાલીની એમાં બેવરી જરૂર છે. ( ઉઠે છે. ) જે કમબખત માએબાપો પોતે પણવાનાં હોય તેમ કારજનાં પાટયાં પોતાનીજ પસંદગીનાં ગોઠવીને લગનો કરેચ, તે લોક બાજે વખત પોતાનાં બચ્ચાનાં ખુની છે. મારી દીકરી, મેં તુંને આએ ગામરેનાં એકાંતવાસ વચ્ચે ઉધારીચ, કેમકે એ ગામરેની તાજી અને તનદરોસ્ત હવા મને ને મારાં બચ્ચાંઓને વરસોથી માફક આવેલી છે, ને તેથી, જોકે શેહેરી રીસી-યારીઓ ને રાહરસમો કરતાં ગામરાંની સાદાઇ હું આજ વેર જયાદા પસંદ કરતો આવેલો છેઉં, તોબી લાયક છુટાપણાં ને મુંબઇ શેહેરના સાચા સુધારાઓનો આએ એકાંતવાસનાં એક ખુનાંમાં બી હું શત્રુ નહીં, પણ ઓસ્તવાર હીમાયતી છેઉં.

**ગુલાં**—( હસીને ) મરેરે, બાવાજી, તમે તો આજે જાણે મારી આગલ વાયેજી કરોછ !

**મેહરજી**—નહીં દીકરી, તું; એમ મારી વાત ઉડાવ ના. હું સારી રવેસે જાણુંચ કે જો જોવા જસું તો મુંબઇની સુધરેલી દુન્યા માંથી બી તારાં હોસાંન ને સાહલેસઇને સબબે ઘણાક કુલવાન ને

ધનવાન જવાંનો તારા હાથની ઉમેદવારીમાં આગળ પડસે. પણ મને અનુભવે સીખવ્યુંછ કે જે ભલઇ ને સાહલેસઇ એક ગરીબની ઝુંપરી માંથી મલી આવેચ, તેજ સદગુણો એક તવંગરની હવેલીમાં તેટલા સસતા મલી આવતા નથી; ને તેથી હવે તું મને તારો સેવટનો જવાબ આપ.

**ગુલાં**—બાવાજી, તમે જે કેહસો તે હોકમ હું મારે માંથે ચહરાવસ. તમારા વગર આએ દુન્યામાં મારૂં બીજું કોણ છે વારૂં? તમે જે કરસો તે મારૂં ભલુંજ કરસો.

**મેહરજી**—મારી આંખોથી મારાં બચ્ચાં, ને તારે ચાલ દીકરા, હવે જસું. ખેતરમાં નવી પુરણીનું કામ ચલાવેલું છે, ને જોકે જેહાંગીરની દેખરેખ પર મને પુરતો એતબાર છે, તોબી સહવારથી મેં તાંહાંનો સરેસ્તાનો ફેરો લીધોજ નથી, એટલે એક લટાર મારી આવતે.

**ગુલાં**—ચાલો બાવાજી, હું તમોને બારણાંવેર મુકવા આઉં.

(મેહરજી અને ગુલાં જાય છે—અરદેશર બાહર આવે છે.)

**અરદેસર**—(એકલો—તેઓની પુઠે જોઇને) ભલાંની ભલાઇજ છે. હું દુન્યાનો ફરેલ છેઉં, ને લોકમાં કેહતી છે તેમ જમાને ખાધેલ છેઉં. આએ ભલો બુરજીગર મેહરજીભઇ, ને તેની તેવીજ અશરાફ દીકરી ગુલ, મને ભઇ ને કાકાના મોહોબતભર એલકાબથી બોલાવેચ, ને તેઓ જ્યારે નીરદોશ ભોલાઇની ભલાઇમાં એ માન મને એક અંજાણા તરીકે આપતાં આવેચ, તારે તેઓને કેટલી થોરી ખબર છે કે હું એજ મેહરજીનો સગો ભઇ, ને એજ ગુલાંનો સગો કાકો છેઉં! (ગમ ખાઇને) મારી કરણી ઘણી ભુંડી છે. મારા વાંક ઘણી તાજેસને લાયકના છે. બરાબર ચાલીસ વરસની વાતપર સફરના માહરા શોખથી પચ્ચીસ વરસની ભર જવાન વયે દરયામાં ઝીપાલાવી મેં મારી પસંદગીનો જાણે દેશવટો લીધો, ને પછી કાફરી લોકો વચ્ચે વસી મારાં ઘેરબાર, મારાં જણેતાં સગાં વહાલાં, ને અફસોસ! છેલ્લે મારી દીન ને મારા ખુદા વટીકને હું ભુલી ગીયો. (થોબેછે.) મને દુન્યાઇ હવસોએ લલચાવ્યો; મારૂં જવુંજ એવી જગ્યાએ ને રેહવુંજ એવાં નેહસ્ત મુકામપર થયું, કે જાંહાં પઇસાનો પરદો મારી આંખ આરો ફરી વરયો, ને તેણે મને આએ દુન્યાથી બાતલ—બાકાત બનાવી ગોયા એક નવીજ દુન્યામાં લઈ જઇ ઉતારયો. (ગમ ખાયછે.) હું અહીં ચાલીસ વરસે પાછો આયો, ને મારૂં ખરૂં નામ જાલેજર છુપાવી મેં અરદેશરનું ખોટું ધારણુ કરેલું નામ થોકયુંચ. હવે મને મારાં પોતાવત વાસ્તે કોણ કોણ ચાહેચ, તે મારે અવલ તપાસવાનું છે; આહા પણ મેહ-

રજી, સું તારો ને તારી બેટીનો દીલગુરદો છે ! અરે કોઇ વખત મને એવું થાયચ કે એકદમ એ બેરાદર ને મારી દીકરી આગલ જાહેર થાઉં, ને સાચ્ચાં દીલની એક મીઠ્ઠી બગલગીરી સાથે જે બીસ્યાર દોલત હું ગાંઠે બાંધી લાયોચ તેનો વરસાદ હું એ લોકપર વરસાવી દેઉં ! પણ નહીં; મારાં બીજાં બી સગાં વહાલાં છે, મારે બીજી બી ફરજો બજાવવાની છે, ને છુપાં નામે એ સઘલાંઓની સામટી તપાસ કરીને પછીજ હું તેમને તેમના લાયક નતીજાથી નવાજસ અથવા નેહાલ કરસ. ( જવા કરે છે. ) પણ સાંમેથી પેલો જેહાંગીર આવેચ. એ છોકરાને બી મેં તપાસ્યોછ, ને મેહરજી કેહછ તેમ ખરેખર ગુલાંના હાથની ઉમેદવારીને એ જેબ આપે એવો જવાન જણાયચ તો ખરો, પણ હજી એનાપર બી મારે છુપી નજર રાખવી જોઇએ.

{ બાજુ થાય છે.—જેહાંગીર હાથમાં એક ગુલાબ સાથ ગમગીન અદાથી ગાતો દાખલ થાય છે.

## ગાયન.

**જેહાંગીર**—અરે મન ! નીશદીન[1] ગમથી ગલે બદન !—અરે.

જગ અન્દર ફુલ ધુલ ગુલ વન, ગુમ તદન મુજ સુધ શાનપણ,
હાય ! મુજ તન મન ધન, તું જપર પરસન થઇ, કરૂં અરપણ !—અરે.
પરવર, દુઃખહર ! અંતે આનંદ કર! દુર ન દયાથી તું રાખી કર અંતર!
દેશ ખેશ વિન નિરઆશ નિરધન, અરે મન ! નીશદીન.
ખરે મીસકીન, નીશદીન, ગુલ વિન, મન !—અરે મન !

( ગાયન પુરૂં થતાં ) અય ગુલ, તારૂં નામ ગુલાબ છે, ને તું તારા ખુદરતના બાહારમાં ગુલ નામ જાતપર સરસાઈ ભોગવેચ, તોબી મારી આંખમાં તે તારો રતાસ ને તારો બાહાર મારી માનીતી ગુલ કરતાં જ્યાદા કોઇ રવેસે આવતો નથી. આહા ! ગરીબાઇ એ સું એક પાપ છે કે મારા જેવા નાઇલાજ નાવારેસ મુફલેસોને મોહબતની બી મના છે ? હું ગરીબ છેઉં, સબબ આ દુન્યામાં નમાયો ને નાવારેસ છેઉં, ને તેથી સું ખુદરત મને મારા પવીત્ર જોસ્સાઓથી બી બાકાત રાખવા માંગેચ, કે જે સુંદરીના પવીત્ર હાથની ઉમેદવારીમાં આએ તનબદનમાં આગ સલગી રહીચ, તે ઉમેદવારી હીંમતથી જાહેર કરવાને આએ હોઠ ઉઘરી શકતા નથી ? હું કોણ, મારાં માએબાપ કોણ, તે વાતની મારી બીનમાહીતગારીનાં કમબખ્ત અંજાણપણાંમાંજ સું મારે આએ જેહાંનથી વાસો ઉઠાવવોચ ? ખયર, એ બી તકદીર ! હવે ઉપાય તો એજ છે કે જે બને તે બને, પણ એક વાર ગુલને મારી મોહબતની આજવેરની છુપાવેલી છાની વાતથી માહીતગાર

---

[1] રાત દહાડો.

બનાવવી, ને તે સુંદરીનો જે તે જવાબ મેલવી લઇ, તે ઉપર મારી હવે પછીની હૈયાતીની પાર બાંધવી. ( જવા કરે છે. ) પણ ઓહો ! સાંબેથી ગુલ પોતેજ આવેચ,

(જેહાંગીર બાજુ થાય છે; ગુલ ખુશ મિજાજે ગાતી દાખલ થાય છે.)

ગાયન.

**ગુલાં**—હું તો ગામરેની ગોરી રે, કે હું તો ગામરેની ગોરી,
નાજ અદા અંદાજ ભરી છઉં ગામરચન ભોરી !—કે હું તો.
મેં ટેંકરઈ હેંકરઇ આજ લગણુ નહીં જાણી,
હું એસકઇ મેસકઇ કાજ નથી રે દીવાની,
અહીં સાદઇમાં રહી રાજ કરૂં જેમ રાંણી,
નહીં સુખીયારી થોરી રે કે હું નહીં સુખીયારી થોરી,—નાજ૦
કંઇ છાસ, દહી, દુધ, ઘી, ખીચરી ને ભાજી,
વળી વાલ, વટેણા, તરતરકારી તાજી,
અમે દાલ, રોટલી ખાઇયે ખુશી થઇ ઝાઝી,
સઉ પતરાજી છોરીરે, અમે સઉ પતરાજી છોરી.—નાજ૦
કંઇ સુકકું પાકકું સાદું સુતરૂં ખાતાં;
અહીં તાજી હવા ને ગામનું પાણી પીવાતાં;
બાવા ભાખરા સમ થઇ ફરીએ રાતાં માતાં;
છેઉં દુખોથી કોરી રે, કે હું છેઉં દુખોથી કોરી,—નાજ૦

**જેહાંગીર**—( ગાયન પુરૂ થતાં જાહેર થઇ ) ગુલ ?

**ગુલાં**—( ચોંકીને )કોણ ? ( જેહાંગીરને જોઇને ) જેહાંગીર ! મમઇ મરેરે તારી, હું બીહીધી કે મારી પછવારે એમ એકાએક ધુખરાયલાં છાંણાં જેવા સાહાદે "ગુઊઊલ" કરીને કોણે કીધું ¡ પણ તું તો ખેતરમાં ઉતોની, જેહાંગીર ?

**જેહાંગીર**—હા ગુલ ! પણ તહાં મારી તબીએત એકાએક નાદરૂસ્ત થઇ આવવાથી હું ઘેર ચાલી આયો,

**ગુલાં**—વારૂં, પણ એ તારા હાથમાં સું ?

**જેહાંગીર**—એક ગુલાબ, એક ગુલ, કે જે ગુલ તેનાં તેજ કે બાહારમાં મારી સાંબે ઉભેલી આએ રોશન ગુલ આગલ ઝાંખું પડી ઓસકથી નીચું જુએચ.

**ગુલાં**—(હસીને) અરે વાહ રે વાહ ! વાહ કવીરાજ ! હું તુને રોજ કેહતી આવીચ કેની, જેહાંગીર, કે તું કોઈ બી દહારે કોઈ મહાન કવીના પેટપર લાત મુકવાનો ?

**જેહાંગીર**—તારે જોઇએ તે બોલ ને જોઇએ તેમ બોલ, પણ ગુલ, જે ખરૂં છે તે કેહતાં હું કદી શરમાવાનો નથી.

**ગુલાં**—(અનકાથી) પછી ! પછી કવીરાજ ? કંઇ નવો ટોલ્લો લગાવી દેવોની ? કંઇ એવુંજ નવું બોલોની ? ખરૂં કેહુંચ, જેહાંગીર, કે વખત બે વખત એમ તું રસ્તા બરતા ચણાવારા જેવું મોંનું કરી નાટક કરતો હોય તેમ દોરાબોરા ચહરાવીને વાતચીત કરેચ કેની, તારે બરસું મને તો ઘણુંજ હસું આવેચ ! (હસે છે.)

**જેહાંગીર**—ગુલ, આજે તું કંઇ અસાધારણ ઠઠ્ઠાના રંગમાં છે, ને તેમ છે તારે હું જે ગંભીર ગુફતેગો પર તારૂં ધ્યાન એક બે પલ રોકવા માંગુંચ તે નહી કરી શકસ.

**ગુલાં**—(મશકેરીથી) હા ! હા ! હા ! હા ! મરેરે, આય તો વરી પેહલ્લાં નંબરની ફીલસુફી ! સું ? સું ? (ખીચ પાડીને)—"ગંભીર ગુફતેગો." મરેરે, ગંભીર ગુફતેગો લાગેચ બી કેવું મઝાનું ! ગોખી રાખવા જોગ બોલ છે. ( પાછી ખીચ પાડીને) "ગંભીર ગુફતેગો !" એને વીસે કાલેજ હું મારાં લેસનમાં સીખી કે અંગ્રેજીમાં એને 'એલીટરેશન' કેહેચ.

**જેહાંગીર**—(ગમગીનીથી) બાઇ સાહેબ, તારે તો હું રૂખસદ લેઉંચ. (જવા કરે છે.)

**ગુલાં**—નહીં, નહીં, કવીજી થોબો, થોબો ! કંઇ વરી નવું "ગંભીર ગુફતેગો" જેવું તમારાં ભેજાંના ભંડારમાંથી સમજાવોની ?

**જેહાંગીર**—(નાઉમેદીથી) હાલ તુરત તો મને માફ કર, ગુલ, ને જવા દે. (જવા કરેછે.)

**ગુલાં**—નહીં થોબ, થોબ, મારા સમ જો જેહાંગીર, જરા થોબ. જા બા ! હવે તો વરી જરા જરામાં તું ખુચાંઓની કાંની રૂસાઇ જતાં સીખ્યોચ ! હું હસું બોલું તેથી જો તું એમ ગુસ્સો કરતો હોસે તો તો હવેથી હું તારી " ગંભીર ગુફતેગો " નેખી નહીં હસસ. (હસેછે.) પણ મરેરે, બરસું મારાથી તો હસયા વગર રહેવાતુંજ નથી ! પણ વારૂ ચાલ, હું બી ગંભીર થાઉં. બોલ, તું સું માંગેચ ?

**જેહાંગીર**—મોહબત, મીઠ્ઠી ગુલ, તારી મોહબત ! આપરે બચગીથીજ સાથે ઉછરેલાં છઇએ, સાથે વસેલાં છઇએ, ને સાથે રમેલાં છઇએ. તે દીવસો હું ચાહુંચ કે સદા લંબાયા હોતે, પણ હવે તે પુરા થયાચ, ને તું ને હું ઉમ્મરે આવતાં આપરે અદબના ઉંબરમાં દાખલ થવાથી તે પવિત્ર એખલાસમાં છાજતા અંદાજા ને અંતરે જગ્યા લીધીચ, તો—

**ગુલાં**—જા બા જેહાંગીર, જોજે હં ! વરી હું હસસ, તારે તું તો કેહેસે જે મારી ગંભીર ગુફ્તેગોને હસી કાહરી ! ખોદાયને વાસ્તે તું એ તારા અદબના અંદાજાને અંતરના એટલા પરથી હાંકી કાહર, ને આપરી સદાની સાદી સેહેલ સરલ—જો, હું બી કેવું મઝાનું બોલુંચ ?–( હસેછે )–સેહેલ સરલ એબારતમાં વાત કર; પણ એ ભેજાંનો ખીમો માંડી વારી તાજે કલમના એક બે બોલમાં એમજ કેની, જેહાંગીર, કે તું મને ચાહેચ !

**જેહાંગીર**—હા ગુલ. ( ગુઠણપર પડીને ) મીઠી ગુલ, આએ દુન્યામાં હું રદબાતલ નમાયો છેઉં, માએબાપ વનાનો, વાહાલાંઓ વનાનો કમનસીબ છેઉં, તેને તું તારી એ સઉથી બેમુલ—બેકીમતી નવાજીશથી હસતો કર, ને તારા હાથની મારી માનીતી–તાજગીબખ્શ મંજુરયાતથી આએ આજોર્દે દીલને પાછું એક વાર અસલ પેરે હરી-યાલીથી હસતું બનાવ.

**ગુલાં**—( ઘણીજ હસીને) મરેરે, આય સું ફારસ ! ઉઠ જેહાંગીર, ઉઠ. બાવાજી કે પેલા અરદેશરજી આવી જસે ને જોસે તો કેહસે જે મરી ગીવાં મુવાં નરાં જાણે નાટકના ફારસ કરેચ, ને તેથી બરયું નક્કારૂં લાગસે. (ગંભીરપણે ) જેહાંગીર, મેં તારી બધી વાત હસ્તાં હસ્તાં તોબી ધ્યાંનથી સાંભરીચ. તું જેમ ધારેચ તેમ હું તુંને તારી ગરીબઇ કે એકલવાયાપણાં વાસ્તે હીણુતી કે ધીક્કારતી નથી. તેથી ઉલટું તેજ તારી હાલત મારૂં જીગર દયાથી ભરી નાંખેચ, પણ મારો જવાબ—(ચોંકીને–અંદર જોઇ ) અરે પણ આય કોણ ! કોણ, મારો પીતરઇ, મારા મરનાર બેદલ કાકાનો કાઉસ !

**કાઉસ**—(દાખલ થતાં) હા ગુલ, તારા હકમાં સદા દુવાનો માંગનાર કાઉસ પોતેજ છે. પણ આય કેટલો ફેરફાર ! ગુલ, હું તુંને ઘણે વરસે મલુંચ, ને તેથી તારામાં ને તારી ખુબસુરતીમાં ફેરફાર થયલો જોવાની વકી સાથે હું અતરે આયો, પણ તે ફેરફાર મારી વકીથી એટલો ઉપરાંત નજરે આવસે, એવી મને સપને બી વકી નહીં ઉતી.

**ગુલાં**—ચાલ, તેં બી આવતાંને વાર એજ ગારૂં ગબરાવ્યું કે ? વરી તું બી કંઈ "ગંભીર ગુફ્તેગો" ને અદબના ઊંબર કે એટલાની વાત લાયોચ કે સું ! (હસે છે.) પણ ખરેખર, કાઉસ, હું તારામાં બી કંઈ થોરો ફેરફાર નથી જોતી, હં ! ને વરી એસકી કેટલો છે, વાહ ! પણ તારૂં કેમ આવવું થયું ?

**કાઉસ**—ઘણાં વરસોથી કાકાજીને બી મલાયુંતું નહીં, ને તુંને બી મલવા જીવ સીકે ટીંગઇ રહયોતો, તેથી લગરીક અહીં ઉતરી પરવાનું

મન થયું. (બાજુએ) ખરી વાત તો એ છે કે કરકાબાલુસ બની ગીયા, ને થોરા દાહરામાં વગર ભારાંના ઘેરમાં જવા જેવો હીંગામ નજરે આયો, તેથી કાકા થતાને વાહી પટાવીને જે ચીરાય તે ચીરવા આયોચ ! (ગુલને) પણ ગુલ, કાકાજી કાંહાં છે ? ચાલની મલ્યે ! તું મને જોઇને ખુશી તો છેની ડીયર ?

**ગુલાં**—(હસીને) સબુર, તેઆરે હું પેહલ્લાં તારા કીયા સવાલનો જવાબ આપું તે કેહે ?

**કાઉસ**—પેહલ્લાં મારા છેલ્લા સવાલનો, કેમકે તે સઉથી અગતનો છે. બોલ, તું મને જોઇને ખુશી તો છેની ?

**ગુલાં**—દીલેજાનથી; ઉલટાં હું ને બાવાજી તો તારૂં મલવાનું કે આવવાનું તો બાજુ રહ્યું, પણ તું અમારાં કાગલ પતરોના જવાબો બી નહીં મોકલતોતો તેથી ઘણાંજ દલગીર થતાંતાં.

**કાઉસ**—અરે યાર તેથી કંઇ એમ થયું કે હું કાકાજીને યાદ કરતો નથી કે તુંને ચાહતો નથી ? છટ છટ, જરા બી નહીં ! ખાતાં, પીતાં, સુતાં, ઉઠતાં હું તો તમુનેજ યાદ કરૂં—કે મારા કાકાજી શું કરતા હોસે ? બો ખોદા, મારી ગુલ સું કરતી હોસે ! જરા જીભ કરડાય તો સમજું કે મને કાકાજીએ કે ગુલાંએ યાદ કીધો હોસે. જરા આંખ ફરકે, યા હાથની હથેલી વવરે, કે પગનાં તરીયાંમાં કીર લાગે તો એમજ સમજું કે રખેને કાકાજીની કે નહીં તો મારી ગુલની તબીયત બગરી હોએ, ને તેથી ફકરે ફકરે ને અભતે ધસકે અરધો અરધો થઇ જાઉં, ને અન પાણી હરાંમ થાએ ? (બાજુ) સેંકરે સોએ સો ટકા બાદ !

**ગુલાં**—અરે જા રે, લુચ્ચા, એવી ફુરતાજ કોણુને સમજાવેચ? ( અનકાથી ) એ તો બા અમે ગામરયાં ; જી ભરાયા તમે શેહેરી; અમે બા ગરીબ, તમે અખ્ખઇ રહેયા પઇસાવારા, તેથી એમ ભુલી જવાય; પણ વારૂં ચાલ, આજે પાંચ સાત વરસે બી ચાહીને આયો, એજ ગનીમત છે.

**કાઉસ**—આયો, ને વરી વગર બોલાવવે આયો, તેજ બતાવસે કેની કે કોણુનો પ્યાર વધારે છે તે ? પણ હવે મારો પેલો બીજો સવાલ ! કાકાજી કેમ છે ને કાંહાં છે ?

**ગુલાં**—ઘણાજ સારી પેઠે છે, ને ખેતરે સધાવેલા છે.

**મેહરજી**—(અંદરથી) ગુલાં, ઓ દીકરી ગુલાં ?

**ગુલાં**—ઓ લેઓ, આવરદાના ઘણા લાંબા છે. નામ દેતાંને

વાર આયા !

**કાઉસ**—ખરેખર આવરદાના લાંબા છે. ( બાજુ ) નફ્ફખોદ ગીયો ઢપવાનો નથી સું ?

**ગુલાં**—ચાલ ચાલ, કાઉસ, તું પાસેના ઓરડામાં ભરઈ જા, ને હું એવનને કેહવસ કે કોઇ આયુંચ તે કોણ છે તે પારખો. ચાલ, જરા મઝા પરસે.

(ગુલાં તથા કાઉસ જાય છે.)

**જેહાંગીર**—(એકલો-ઘણીજ નાસીપાસીથી) થઈ ચુકું ! જવાબ લગભગ મલી ચુકો. ગુલે મને સમજાવ્યું કે તે મારી આફતોમાં મારી શરીક છે, મારાં દુ;ખોથી તે દુઃખી છે, પણ તેનો જવાબ જે દેખીતી રીતે મારી મોહેબતના અનાદરમાં ઉતરવો જોઇયે, તે કમનસીબ જવાબ તે કેહે તે આગમચ આયે મુંબઇગરા જવાનનું આવવું થયું, ને તેની એસકી ઝલે ને લતરાજખોર બોલીની લેહજત આગલ હું ઝાંખો થવાથી ગુલનાં ધ્યાનમાંથી તમામ વીસરઇ બી ગીયો. ( હાથ મારીને ) ઓ ગરીબઇ ! ગરીબઇ ! તારાં સંકટો ને હારમારીઓની હદ કાંહાં છે ?

(જેહાંગીર જાય છે,—અરદેશર બાહેર આવે છે.)

**અરદેશર**—એ બી ઠીકજ થયું. જે જોયું તેમાં જેઓની તપાસ થવી જોઇએ તેમની ચાલચલણ વીસે વધતું ને વધતું અજવાલું પરતું ગીયુંચ. વરી લુચ્ચા કાઉસે બી અત્રે આવીને મારી છુપી મકસદોને બે ઘરી સેહેલ બનાવી આપીચ. હવે આગલ સું થાયચ તે માંજનું ધીરજથી તપાસવાનું છે, કેમકે કાઉસ એક બદમાશ ને ઠગારો છે, એ તો તેની લતરાજખોર વાતચીતથીજ હું તુરત પામી જઈ શકયોચ. ( જાય છે. )

## પ્રવેશ ૨ જો.

(ખરશેદજી ખાનદાનીનાં ઘેરનો એક ઓરડો. બેહરાંમ ઇરાંની બબરાત કરતો હાથમાં લાકડી લઇ દાખલ થાય છે.)

**બેહરાંમ**—અરરરર ! ભોંગી ગેઇ ? બેદ્દા ભોંગી ગેઇ ! બેદ્દા સથીયાનોસ થેઇ ગેઇ ! ( કીકલો આવે છે. )

**કીકલો**—અરે પણ એ જંઘલી ઇરાંણ, છું ભાગી ગેઇ, ને છું છતીયાનાછ થઇ ગેઇ ? એવરૂં ઘોંઘીયારૂં છાતું મચાવતો સે ?

**બેહરાંમ**—અરે સેનાં ગુન્દીઆરાં ! મોથ્થી ઘેલ્યુર ભોંગી થુથી ગેઇ !

**કીકલો**—છાનું ઘડયું ? તાડીનું કે છરકાનું !

**બેહરાંમ**—અરે ઘેરયાં ને મોથલાં સેના ખેરેચ ! થું ઘેણા જેંગલી છે. ઘેલ્યુંર, ઘેલ્યુર ! (ઘડીયાલ વાગે છે.) એ જો જો વાગેચ, થું સેંમજેચ ?

**કીકલો**—( ટકોરા ગણે છે ) એક, બે, તયણ, સાર, પાંસ, સ, છાત, આંઠ, નવ, દછ, અગ્યાર, બાર, તેર, સઉદ, પન્નર, છોલ, છત્તર, અરાર, ઓગનીછ, વીછ, ( ગભરાઇને ) ઓત્તારો બાપ મરે તારો ! આ તો વાગીઆસ કરતું સે. (હસે છે.)

**બેહરાંમ**—( બીધેલો ) મેં ખીદા. એ મેં ખીદા ! જો ખીખ-લા, ઉં થુંને બેદ્ધા ખેરૂંખેરા ખેએચ. ઓજે સીથ ખોઇને બોહર ગેઇ, બોઇ સુઇ ગીયો, ને ઉં જેઇને સીથના સીંગારાના ઓદ્ધામાં સુથી. થેમાં ફેલી સીથની મોથ્થી ઘેલ્યુર ખેથ ખેથ ખેથ ખેથ ખેરી મારા મોંથા બેજા ખોઇ ગેઇ. મેં થેને ખેએચ જરા થું એમના મુંગી રેએચ, મેં સુઇ ઉથેચ ફેછી થું ખેથ ખેથ ખેરેચ. થે નેઇ સેંમજેચ. મેં સુ વખથ થેને બોલી, ફેગે લોગી, ખોલાવાલા ખેરી, ફન થે નેઇ સેમજી ! ફેછી મોરા મોંથા એંઇથી ફેરી એંહી ઓવી, થારે ઉં ધેમખાવી, થોબી થે નેઇ સેંમજી, થેરે મેને ગુસ્સા આવી, થે મેં ઉંથાને લોખરીના એક ફેથખા એમ જોરથી મોરી, [કીકલાને મારે છે–તે બુમ પાડે છે.]

**કીકલો**—અરે તારા બાપનો દીકરો મરે તારો, રાંડના અપ્પટ મને મારી લાખ્ખે ? પણ વારૂં, પસી છું થીયું પસી ?

**બેહરાંમ**—ફેછી સું થેયા થે મેં નેંઇ જાણેચ. બેદ્ધા આખ્ખા ઘેલ્યુર બોંગીને ભુખા થેઇ, ને લોખરી વાગા થે થેરા બોલથાથા થે હવે ઘેણા બોલેચ.

**કીકલો**—અરે પણ ગાંડા, ઘડયાલ તે ઇમ તારાં કયેથી સાલતું બંધ થાતું ઓછે, જે બંધ નીં થીયું તેથી લાકરી લગાવી કહારી ?

**બેહરાંમ**—થારે બીજા સું ખેરેચ ? થે ખેથ ખેથ ખરેચ, મને ઉંઘ નેંઇ આવેચ, ને ઉંઘ નેંઇ આવેચ થારે મેં સુવેચ ખેમ ?

**કીકલો**—વારૂં, પણ કીયું ઘડીયાલ ભાંયજ્યું ?

**બેહરાંમ**—(ચીરડઇને) ઘેણા જેંગલી છે, જેંગલી. ખાનને ગેરે ફરેચ ? મેં ખાં ભોંજ્યા ? ઉં સું ખરવા ભોંગેચ ? થે ફોથે ફોથાની હાથે બોંગી ગેઇ.

**કીકલો**—(બાજુ) છતીયાનાછ ગીયો બધું છાતરે છાત કરી

આવેલો સે ને વરી ના કેહતો સે ! ( બેહરાંમને ) પણ એ જંગલી ઇરાંણુ, મને છમજાવતો ખરો કે કીયું ઘડીયાલ ભાયગું ?

**બેહરાંમ**—થું જેઇને જોઇ ઓવીચ, મેં એંઈ ઉભાચ, જા.

**કીકલો**—ઠીક તાંણે, ઉભો રેહ, ઉં જોઇ આવતો સું (કીકલો જાયછે.)

**બેહરાંમ**—એના સેથીઆનોસ જાય, બેદ્દા ઓખ્ખાં મેંમભઈ જેંગલી છે. એંઈ ઉં જે બેરેચ તે બેદ્દા બેરાનાં બોથ્થા થાએચ. હું મેજેગોમમાં ભાપુજી ભેંગાભુઇને થોં નોકરી રેઇ. એક ઘારે મારી શીથ સુઇ ગેઇ. થે મને બેએચ "બીહરૂંમ !" મેં બેએચ "ઓવીજી," થે મેંને બેએચ. "ઉં સુઇ જાએચ, થું મારી ફેસે બેસેચ ને ઓસ્થે ઓસ્થે મારા મોનાં ફરથી મોંખ ઉઘારેચ." મેં બેએચ. "વોઓરૂંજી." ઉં ભેથી, સીથ સુથી. થોરા વાર થેઇ ઓંથ, ચોર બોર મોંખ મેરાથા મેરાથા આયા ને મારા સીથનાં નોંખ ફર ભેથા. મેં થેને ઉઘારયા. થે ફોછા આયા ! વેરી ઉઘારીયા વેરી ફોછા આયા ! મેં થેને સેમજાવેચ—હવે ઓવેચ માર બેએચ. થે ઉજ્જાઠ બેરેચ, ફાછા આવેછ. બેસ, ફેછી મારા ભેજાં ફેરી ગીયા થે મેં લોખરી લેઇને ભેથી, ને જેવા મોંખ આયા કે ફેથ દેઈ લોખરીના ફેથકા જોરથી મારયા, ફેન નેખ્ખોદ ગીયા મોંખ ઉથી ગીયા, ને મારા સીથનાં નેસખોરાં ભોંગી ગીયા ! સીથ ઘેણા જેંગલી ઉથા– થે મેને ઘેકકા મોરી બોરી મુખી ! (હસે છે.)

**કીકલો**—(દાખલ થતાં) ઓત તારા બાપનો બાપ મરે રે, બેહરાંમ ! તેં છું નખ્ખોદ વાએરૂં ! અરે ઇતો પેલું પા પા કલાકે વાગતું સે ને મોટું નકસીનું છોભઇતું ઘડીયાલ સે, તીનો ખુરદો કરી લાયખો ! છેત મારતા કે તારો દમ લેઈ લાખ્ખે !

**બેહરાંમ**—થારે હવે સું બેરેચ ? ફેન એઈ ખીખલા, થું જોઇ ઓવી થે હેવે એના ફેલા ફારંરમ ચાલેચ બે ઉભાચ ?

**કીકલો**—અરે પણ તેનાં આંટરડાં ઓઝરાં કાહડી લાયખાં, તે વરી પાંકુરાંગ તે કેમ કરી સાલતું સે ?

**ખરશેદજી**—(અંદરથી) કીકલા ? બેહરાંમ ? (બંધે ઘભરાયછે.)

**બેહરાંમ**—ભાપરે, સીથ થો ફાછી ઓવી ? ખીખલા, હવે બેમ બેરેછ ? ( ખરશેદજી દાખલ થાય છે. )

**ખરશેદજી**—કેમરે બદમાશે, તમે બેઉ અહીં ભરઇને સું કરોચ રે, હેં. ?

**બેહરાંમ**—નેંઇ સીથ, થારા ખીમા છુંધી આપવા હું ખીખ લાને બેહેચ.

**ખરશેદજી**—(સુગઇને) તારા બાપદાદાને ખીમે છુંદની, અભાગ્યા દુહવાર ! (કીકલાને) ને તું સું કરેચ રે ?

**કીકલો**—નીહ છાબ, હું તો આએ બેહરાંમ છાતે અમછથકી બે વાતો કરતો સું.

**ખરશેદજી**—(બેહરામને) ને લે રે આએ છત્રી મુકીને લાકરી લાવ.

**બેહરાંમ**—લોઓવી સોબ (બેહરાંમ જવાની આનાકાની કરેછે.)

**ખરશેદજી**—કેમ, લાવની ?

**બેહરાંમ**—લોઓવી સોબ. (કીકલાને) ભેચ્ચા ખીખલા, થું એંઇજ ઉભા રેએચ, હું ! એને બેલ્યુરવારી ઓદ્ધામાં જવા નેઇ પેએછ.(જાએછ.)

**ખરશેદજી**—(કીકલાને) તારાં બાઈ કાંહાં છે ?

**કીકલો**—છાબ તેવણ તો પોહરેલાં સે, ને કીધેલું સે જે મારૂં માથું દુખતું સે તીને કરીને મને જગારતાં રખે. (કીકલો જાય છે—બેહરાંમ કાકરી લાવે છે.)

**બેહરાંમ**—લે સીથ, ખોખરી લોવી.

**ખરશેદજી**—(કાકરી જોઇ—ચીરડઇને) કેમ રે હરાંમખોર. એ સું લાયો ?

**બેહરાંમ**—વેરી મું લોવેચ ? થું ખેએચ ખોખરી લોવેચ, મેં ખોખરી લોવી ! બોલ, સું ખેરેચ, એના ખેચુબર ખેરેચ કે રાઇતા ખેરેચ?

**ખરશેદજી**—અરે પણ બેહરા, મેં તો તુંને લાકરી લાવવા કહ્યું. ને કાકરી સાનો લાવી મુવો ?

**બેહરાંમ**—અરરર, સીથ મોંફ મોંગેચ ! મોંફ મોંગેચ! મેં સેંમજ્જેચ થું ખોખરી મોંગેચ, હું રોન્નીમાં ગેઇ ને ખોખરી લોવી ! (પાછો જાય છે.)

**ખરશેદજી**— સત્યાનાસ ગીયો છ મહિના થયા રહયોચ, પણ જંગલમાંનાં જનાવર જેવું જનાવરજ રહી ગીયુંચ. માંગીયેચ એક ને લાવેચ બીજું. (બેહરાંમ લાકરી લાવે છે.)

**બેહરાંમ**—લે સીથ હવે તો ખેરૂંખેરા થારા લોખરી લોવી.

**ખરશેદજી**—નેજો રે, મને એક ફ્રેન્ડ હમણા મલવા આવવાનો છે

**બેહરાંમ**—બોન બોવવાની છે ?

**ખરશેદજી**—ફ્રેન્ડ, જંગલી ફ્રેન્ડ.

**બેહરાંમ**—થારા જેંગલી ફેન સું બોવેચ થે હું નેઈ સેમજેચ.

**ખરશેદજી**—અરે હેમક, ફ્રેંન્ડ એટલે દોસ્ત.

**બેહરાંમ**—વોઓરૂજી.

**ખરશેદજી**—તેને કેહેજે કે હું મારા સોલીસીટરને બંગલે તેને મલવા ગીયેલો છેઉં.

**બેહરાંમ**—વોઓરૂંજી.

**ખરશેદજી**—તાંહાંથી બરાબર પાંચ વાગે પાછો ફરસ.

**બેહરાંમ**—વોઓરૂંજી.

**ખરશેદજી**—સું સાંભરયું કે ?

**બેહરાંમ**—નેંઈ, નેથી સેંભરયા.

**ખરશેદજી**—(ચીરડાઈને) તારૂં સતીયાનાસ થાય તારૂં, જારે સાંભરયું નહીં તારે તાહારનો વારૂંજી વારૂંજી સાનો કરતોતો ?

**બેહરાંમ**—થું બોલ્યા થે ઓએ બોંને સેંભરયા, ફેન ઓએ બોંને નેંથી સેંભરયા. (બીજો કાન બતાવે છે.)

**ખરશેદજી**—(કાન ચીમટી) અરે ગધ્ધા, કોઈ મને પુછવા આવે તો તેને કેહેજે કે હું મારા સોલીસીટરને બંગલે ગીઓચ. બોલ સું કેહશે ?

**બેહરાંમ**—(તેનો કાન ચીમટી) હા ઉં બેએચ—અરે ગેધ્ધા ?

**ખરશેદજી**—(ધમકાવી) હેં નાપાખ, મનેજ ધ્રધ્ધો કેહેચ ?

**બેહરાંમ**—હા, હું બેહેચ કે થું સોલી સીધ્ધીને બેંગલે ગેઇચ.

**ખરશેદજી**—(મનસે) હું સોલીસીટર કેહુંચ ત્યારે એ સોલી સીધ્ધા બકી મરેચ ! (બેહરાંમને) એ ઉજબખ, બસ એટલુંજ કેહેજે કે શેઠ બાહાર ગીયાચ તે બરાબર પાંચ વાગે આવસે; હવે સમઝયો ?

**બેહરાંમ**—હા હવે સેંમજી. હું બેએચ સેઠ ફેંચ વાગે ગેઇ તે એમના બોવેચ.

**ખરશેદજી**—(ગુસ્સાથી) મુવો તું, નીકલ અહીંથી; નહીં તો આહાંની સુંઠ કરી કંઇ ધ્યાન બગારસે. હું પેલા ફીકલાનેજ સમજાવી જવસ.

(ખરશેદજી ચીરડાઇને ચાલી જાય છે.)

**બેહરાંમ**—(ધુમ હસીને) મેં હાથે બેરીને એમ ખીદા બે એ જેલદીથી ચીખ્ખઇને બોહર જેથી રેએચ; ફ્ન હવે ફેલાં વેલયુરનું સું બેરેચ ? (હસે છે. પોસ્ટનો સીપાઈ આવે છે.)

**પોસ્ટવાલો**—(પોકારીને) ખરશેદજી ખાનદાની ? (બાજુ) નામ તરી ફાર ચાંગલા હાય હો. ( બેહરાંમને) એઈ ધરાની, ખરશેદજી ખાનદાંની ઇકરે રાહતે કાય ?

**બેહરાંમ**—(બાજુ) ફેલા સીથના જેંગલી ફેન મેલવા આવવાની ઊથી, થે હોસે !

**પોસ્ટવાલો**—ગેરે એઇ ! હે કાગદ દે, આની ચાર ડીરકયા આન!

**બેહરાંમ**—બોન ! થું પુસવારા છે બે ? અરે થોરી, ઉં સેમજેચ સીથના જેંગલી ફેન છે. (હસે છે)

**પોસ્ટવાલો**—એઇ, ઉગીચ ટીકટીક કાય લાવલી ? કાગદ દેઉંન ચાર ડીરકયા આન ?

**બેહરાંમ**—સેંનાં ચાર ધીરકી ? ઉં બેઇ નેલ્લા ભેચ્ચા ભેચ્ચા છે બે આથલા નોલ્લો બાગુજ ચાર ધોરીએ વેચાથા લેએચ? ઉં એખ ધોરયા આપેચ, આધમજીના દુકાન ફેરથી મોથ્થા મોથ્થા છે બાગુજ લાવેચ ચાઆલ, હું બાગુજ નેઇ લેએચ.

**પોસ્ટવાલો**—અરે ભલે માનસા, બાઇલા એ નાટપીટ કાગદ દેઉન ચાર ડીરકી આન ?

**બેહરાંમ**—(કાગલ લઇને) વોઓરૂં લાવેચ, ફેન એઇ પુસવારા, (કાનમાં) થારા પાસ ફારૂરમ હાય?

**પોસ્ટવાલો**—હોઇ, માજાજ નાઉં પાંડુરંગ હાય.

**બેહરાંમ**—અરે થારાં નામને સું ઓગ લેગારેચ ? ઘેલ્યુરનાં ફારૂંરમ ? ફેલા બેથ બેથ બેથ બેથ ચાલેચ થે,

**પોસ્ટવાલો**—ચલ ચલ એડા, મી જાતો, ડીરકયા ગેઉન થેવ. (પોસ્ટવાલો જાય છે.)

**બેહરાંમ**—બેમભેઇમાં ભેદદાં જેંગલી લોક ચે. મારા ઇરૂનમાં બોઇ જેંગલી નેંથી, ફ્ન એવે ફેલી ઘેલ્યુરના સું બેરેચ ? (વિચાર કરીને) અરે હોં હોં, ઉંરમુજી ઘેલુરીને લોવેચ, થે ફારૂંરમ લાવેચ ને સીથ ઓવેચ થેનાં ફેલ્લાં ઓખ્ખા બેરેચ. (જાય છે.)



## પ્રવેશ ૩ જો.

{ મેહરજીભાઇનાં ઘરના પાછલા ભાગનો બાગ; ગુલાં એકલી ગાતી દાખલ થાય છે.

### ગાયન.

સંસાર સાગરમાં તરીએ.
સાહેલી કેમ ઉતરીએ ભવ દરીએ !—અરે સંસાર.
જગતના કપટ લોભ માયા ને છોડી,
રામ નામ મુખ ધરીએ—બેહેની રામ—સાહેલી.
સજ્જન તેં કફોડી હોડી મજધાર છોડી.
ભવ સીંધુ પાર ઉતરીએ !—બેહેની ભવ—સાહેલી.

**ગુલાં**—એ અરદેશરજી ખોદા જાણે છે કોણ ! એવણ અમારે આધારે પરેલા છે તોબી કંઇ નાગા ભુખા નથી. તારે, મરેરે, એવન હોસે કોણ ? (વિચાર કરે છે,) બાવાજી બી એ વીસે ઘણા ગુંચવાયા કરેચ. (અંદર જોઇને) ઓ, પણ પેલી ગમ કાઉસ બાવાજી સાથ વાત કરતો ઉભેલો છે. આહા ! એ છોકરો કેવો મઝાનો છે ? ગામરયાં તે ગામરયાં, ને શેહેરી તે શેહેરી ! જેહાંગીર બી ઘણું મઝાનું બોલેચ. પણ તે બરયું બધું ચોપરીમાંનું ગોખેલું બોલતો હોય ની તેમ બોલેચ કે જયારે આએ કાઉસ તો એવું મીઠું ને એવું મઝાનું મઝાનું બોલેચ કે જાણે સાંભરયાજ કરયે ! બાવાજી મને જેહાંગીરની ભલામણ કરેચ, પણ મને તો બા જેહાંગીર કરતાં કાઉસ વધારે લાયક ભરથાર લાગેચ.

[ગુલાં જાય છે; જેહાંગીર ગાતો દાખલ થાય છે.)

**જેહાંગીર**— ગાયન.

યાદ ત્હારી કરૂં ગુલનાર તલબગાર હું.
તું વગર હું વસું, દિલદાર, બેકરાર ! હું.
ચાહું ભુલી જાંઉ હું—ગુલ બદન, તુજને મગર,
ભુલ ભુલે ગુલે ગુલીસ્તાં એ ગુલોજાર !—હું.
દિલ ન મુજ ધીર ધરે ગુલોજાર તાહરા વગર,
શમય પરવાના સમ બનું છું હું બેજાર—હું !

**જેહાંગીર**—( મનસે ) આએ અરદેશર મને કોઇ ખરેખરો ભેદ ભરેલો આસામી નજર આવેચ. આજે સહવારે એક બાપનેજ છાજતી મમતા ને મમતથી એણે મને પોતાના ઓરડામાં બોલાવી, ગુલને લગતી મારી દરેક હીલચાલો વીશે પોતાની પુખ્ત માહીતગારી બતલાવી, ને વરી બજીદ થઇ સલાહ આપી કે એ મોહબતની અગનથી માંહેને

ભેદ બરયા કરવા કરતાં મારે એકદમ ગુલ પાસે ખુલાસેવાર તેમજ છેલ્લી વાર એક છેલ્લો જવાબ મેલવી લેવો ! (ગુલને જોઇને) પણ ઓહો ! જે સુંદરીને માટે ખ્યાલોથી ચકચુર હું ત્યાં ઉભો રહી દરેયાફ્ત કરૂંચ, તે મારી નજરોબાર ત્યાંજ આવતી જણાએચ. (ગુલ દાખલ થાય છે–જેહાંગીર આગલ જઇને) ગુલ બદન ગુલ, ફરી એક વાર ને આજે હવે છેલ્લી વાર તું મને એક પલ સાંભરસે. !

**ગુલાં**—(અજાયબીથી) જેહાંગીર, તારી આજની વાત કરવાની ઢપમાં તું મારા સાથે કંઇ જુદઇ જેવું રાખતો હોય તેમ જણાયચ ?

**જેહાંગીર**—તે તેમજ છે, મને સું જવાબ મલસે તે મનમાં નક્કી સમજી લેવા છતાં, મ રી માનીતી ઉમેદવારી માટે આજે હું તારી પાસેથી એકજ છેલ્લો ને ખુલ્લો જવાબ મેલવા તલબગાર છેઉં.

**ગુલાં**—જેહાંગીર, ગેઇ વખતે આપરે જ્યારે એ વિશે વાતચીત કાધીતી, તારે મારા હસમુખા સભાવથી તારા એ ગંબીર સવાલને મેં ભોલાં દીલથી ઘણો હસી કાહરયોતો, પણ આજે હું તેમ કરવાની નથી. જેહાંગીર, હું તારા બધા ગુણો વખાણુંચ, ને તુંને એક બેરાદર તરીકે ખરાં દીલથી ચાહુંચ, પણ—

**જેહાંગીર**—બસ, બાનું. બસ ! તારો જવાબ મને મલી ચુકો, (ગંભીરઇથી) ને હું હવે રૂખસદ ચાહુંચ. ગુલાં, તેં મારો હાથ ઠરાવથી ના પારયોચ, તો હું તે દાદગરથી એટલીજ દુવા ચાહુંચ કે તું તારા શેહરી સગાના એ નવા પ્યારમાં હજી બી ઠગાય નહીં. તમે બાપ બેટીએ મુજ કમતરીન પર કરેલાં હજારો હજાર અહેસાનના અવેજમાં તું ને તારા લાયકીવાલા બાપ પર તે કરીમોકારસાજના લખોલાખ આશીરવાદ ઊતરો ને તમે સદા સુખી રહો, એજ મારી સદાની દુવા છે ને રેહેશે.

(જાએ છે.)

**ગુલાં**—(ગભરાઇને) થોબ, અરે જેહાંગીર, જરા થોબ ! (નાઉમેદીથી) ગીયો ! કમાનમાંથી છુટેલા તીરની ઝરપથી જતો રહયો, પણ સબર ! રખે એ હરવાયો મારી મોહબતની નાસીપાસીથી નારાજ થઇ કંઇ કોઇ રીતની નાદાની કરે ! જરા જઇને જોઉં તો ખરી કે એટલી ઉતાવરમાં એ કાંહાં જતો રહયો.

(જાય છે,—બીજી બાજુથી મેહેરજી ને કાઉસ વાત કરતા દાખલ થાય છે.)

**કાવસ**—પણ કાકાજી, એ તમારાં ઘેરમાં પેલો સકકર ગંડેરીવારા જેવો આજે મરે તો કાલે બે દાહારા થાય તેવો ડોસો છે તે કોણ ?

( અરદેશર છુપ્યો આવી સાંભળે છે. )

**અરદેશર**—( બાજુ ) અરે નીપારે નીરે, નહીં તો તાજાં પનીર વેચવાવારો બી કેહની ? ભત્રીજાનો જીવ આપુને જોઇને સુગાયો ખરો ! આપરે તો સક્કર ગંડેરીવારા ને વરી આજે મરીયે તો કાલે બે દાહારા થાય તેવા લાગા !

**મેહરજી**–( ઠપકાથી ) ચુપ રે ચુપ દીકરા કાઉસ, એ સું નાદાની કરેચ ? તેવણ સાંભરસે તો મને નક્કારૂં લાગસે ?

**કાવસ**—અરે સું કાકાજી' તમે બી મારા સાહેબ, એવા રસ્તે પરયા ખરયા કાતરયાંનાં ઘસેલા અગરગચ્ચાઓને લાવીને અચાર બચાર ભરવાના છેઓ કે સું ? "છટ નોનસનસ, આઇ ડોન્ટ રેલીશ ઇટ ઇન ધી લીસ્ટ !" હું જેવો હોઉં ને મારાં ઘેરમાં કોઇ એવો ધામો નાખવાની વાત કરે તો હું તો મારૂં લાત ને કાહરૂં બાહર !

**અરદેશર**—( બાજુ ) છે, છોકરો લાયકીવારો છે !

**મેહરજી**—દીકરા કાઉસ, તારી ઘણી ભુલ છે. એ આદમી કોઈ અમીર છે.

**કાઉસ**—( હસીને ) અમીર ? નહીં, નહીં, કાકાજી તમે ભુલોચ. કદાચ કોઇ શહેનશાહ હોસે શહેનશાહ ! સ્ટફ્ આવ નોનસનસ. બધ્ધું વાહીયાત. અરે એ તમારા અમીરનાં કોહાં પર કાગરા બેસે રે ! નખ્ખોદ ગીયો છ મહીનાને છેરે બી નાહી નહી મરતો હોસે ! (ઘણો હસેછે) ખરૂં કેહુંચ કાકાજી પરમ દાહરે એની ટોપીની કોર પરથી મેં એક જુ બી ચાલતાં જોઇતી.

**અદેશર**—(બાજુ) હેં સું કહેછ ! બસ એકજ ?

**મેહરજી**—દીકરા કાઉસ, તારી એ વાત મને ગમતી નથી. આવ, અહીં હવામાં બે ઘરી બેસીયે, ને કંઇ બીજી વધારે લાયક વાત પર વખત ગુમાવ્યે. (હાંક મારે છે) ભીખા.

**ભીખો**—(અંદરથી) આયો હાબ. (ભીખો દાખલ થાય છે.)

**મેહરજી**—બે ત્રણ ખુરસી લાવ.

**ભીખો**—લાયો હાબ. (ભીખો જાય છે.)

**કાઉસ**—કાકાજી, આપરે તો બે જણા છેએ ને તીજી કોણુને વાસ્તે ?

**મેહરજી**—કદાચ અરદેશરજી બી આપુને બાહાર બેઠેલા જોઇને અંહી આવસે.

**કાઉસ**—અરે તમારા અરદેસરજી મરેરે પાછલી રાતે ! ખરૂં કેહુંચ કાકાજી, તમોને તો ગુસ્સો આવસે પણ મને તો એ ડોસાને જોતાંજ પેટમાં કંઇ આરાં ને ઉભ્ભાં થઇને તાપ ચહરી આવેચ !

**અરદેશર**—(બાજુ) ઉભો રેહે બચ્ચા, તુને કોહેદાંનનાં પરીકાં નહીં તો જમાલ ગોટાનો જોલાબજ આપુંચ. (ભીખો ત્રણ ખુરસી લાવે છે.)

**કાઉસ**—જોવ જોવ કાકાજી. હું કેહું તેમ કરસો ?

**મેહરજી**—શું દીકરા ? (બેસે છે.)

**કાઉસ**—જોવો, આએ તમારાં ખેતરોમાં કાગરા ચલ્લીઓને બીધરાવીને દુર રાખવા તમે લોકો સફેદ રંગ લગારેલાં હાલ્લાં જે લાકરીઓ પર ઉભાં કરી મુકોચ, તેને બદલે જો ખેતરની વચમાં વાવટા કાહીની કાંની એ કાકાટઉવા જેવા ડોસાને ઉભો કરી મુકસો કેની, તો હું ધારૂંચ જે એને જોઇને ચરંદાં પરંદાં તો સું પણ તમામ ઇનસાન બી બીહીને નાહસી જશે. (હસેછે.)

**અરદેશર**—(બાજુ) પોરયો ફીલસુફ બી દેખું હો ! પણ હવે મારે જાહેર થઇને એની ટેંટેં કરતી લુલીને અટકાવવી જોઇએ, નહીં તો સાંભરતાં સાંભરતાં મારી ધીરજ ખાઇ દેઇ હું મારી ગોઠવનો ઊંધી મારી દેવસ. (જતો રહે છે.)

**મેહરજી**—જા બા કાઉસ, તું તો એ ગોજી વાત પરથી હાથ ઉઠાવતોજ નથી ત્યારે તો હું ઉઠી જવસ. (અંદર જોયછે) હં: પણ સંભાલ, જો સાંમેથી અરદેશરજી આવેચ, હવે અખારા કરજે.

**અરદેશર**—(દાખલ થતાં) કેમ શેઠયાઓ, બે ઘરી હવામાં બેઠાચ કે ? અંદર મારો બી જીવ ગભરાઇ આયો, તે મકુંજે ચાલ રે જીવ જરા બાહર જઇને બેસતે. (બેસે છે,) પણ કંઇ ખાનગી વાતચીત તો નથી ચાલતી ની ?

**કાઉસ**—જી હા, કંઇ તેવુંજ છે.

**મેહરજી**—(ઉતાવલે) નહી રે નહીજી, તેવું કંઇ નથી. એ તો બેટી બાપ ચેરો છોકરો છે. (કાઉસને) કાઉસ. કાઉસ તું મને ઘણું નરસ લગારશે જો.

**કાઉસ**—(મેહરજીને) તમે તમારે મુગા બેસો ની ?

**અરદેશર**—એ તો હોય, એવણ જરા (પલાંઠી વારતાં–ટકોરથી) મુંબઇગરા છે ની, ને વરી સુધારાવારા છે તેથી એ તો મને જોઇને એવણનો જીવ કમકમતો હોસે; કેમ કાવસજીબા, એમજ કેની ?

**કાઉસ**—નહીં રે જી, જીવ સું કામ કમકમે ? (બાજુ) ખરેખર નખ્ખોદ ગીયા અવવરનું સહવારે મોનું જોયું હોય તો રોજીજ નહીં મલે. (અરદેશરને) પણ અરદેશરજી તમે સાહેબ એવા છેકજ સક્કર—સક્કર—

**અરદેશર**—(ધીરજ આપીને) અરે બોલો, બોલો એમ ગભરાયા સું કામ કરોચ? સું હું છેકજ સકકર ગંડેરીવારા જેવો લાગુંચ?

**મેહરજી**—નહીં રે અરદેશરજી, એ તો જરા બોલીદરાજ છે. તમે તમારાં મનમાં એમ જરા બી ઓછું ના લાવતા. એ ભોલા ને દીલનો સાફ છે.

**અરદેશર**—(બાજુ) તદન સાફ ! ચોખ્ખો બીલોર જેવો ! પાધરી લે તો ધાભો બી પાછો નહીં આપે. (કાઉસને) પણ કાવજીબા (તપકીર સુંગેછે), હું એમ પુછું કે આપ સાહેબ ધંધો સું કરોચ ?

**કાઉસ**—(બાજુ) કમબખ્તી. એંકમાં આખ્ખાંનો ખુરદો કરુંચ.

**મેહરજી**—નહીં રે અરદેશર શેઠ, એવણ જરા ઓસકાએચ, કેમકે એવણ હમના બીચારા બેઠા બેકાર છે, પણ એ તો હોયઃ દુન્યા છે, ચાલ્યુંજ જાએ, આજે એમ ને કાલે તેમ.

**અરદેશર**—તો, તો, તો, ચાલ્યું જાએ, આજે એમ ને કાલે તેમ ! કાવસજીબા, તમે કંઇ એનો બરાપો ના કરતા જો.

**કાઉસ**—બરાપો ? છટ નોનસનસ.

**અરદેશર**—ને કાવજીબા, તારે હું એમ પુછું કે આપ સાહેબ સીખેલા કેટલુંક છેઓ ?

**કાઉસ**—( બાજુ ) ડાબે હાથે અરબ્બી ને જમને પગે ફારસી લખુંચ !

**અરદેશર**—કેમ બપાવા કંઇ બોલતા નથી ?

**મેહરજી**—નહીં અરદેશરજી, અંગ્રેજીનું એ ભઇને કંઇ ઝાઝું ગીનીઆન નથી.

**કાઉસ**—અરે હું તો ઘણું બી સીખતે—

**અરદેશર**—(બાજુ) હા પણ સું કરે, લલ્લુ મેહેતો મરી ગીયો ને કાનો મેહેતો બટએ ગીયો, તેથી એ બચારો મકઇબુઠ્ઠા જેવો રહી ગીયો !

**મેહરજી**—પણ એના બાપનું ભલું થાય તે લારથી છગાવીને સીખવાજ નહીં દીધો, ને નકામું આજે બચ્ચાંને હેરાંન કીધું.

**કાઉસ**—સું હું હેરાન છેઉં ? નોનસનસ, નોટ આ બીટ.

**અરદેશર**—પણ જોવની, એવણુ શેઠ વચ્ચે આય નાનસેન ને કંઇ નાટા બીટ ફાટા બીટ કરયા કરેચ કેની તે હું જાણું જે કદાચ એવણુ ઇંગ્રેજીના ખાં હોશે ! (ભીખો આવે છે.)

**ભીખો**—હાબ, ચાએ તયાર છે.

**મેહરજી**—ચાએ ! વખત થયો સું !

**ભીખો**—હા હાબ, કેવારનો થીયેલો.

**મેહરજી**—હા તારે તો કાહર, પણ જો ( અરદેશર તથા કાઉસને) સેઠયાઓ, ચાએ અંહીજ મંગાઉં ?

**અરદેશર**—અરે મંગાવોજી, વરી અંદર કોણ જાએ ?

**મેહરજી**—તારે ભીખા એમ કર. પેલી આપરી ટીપાઇ છે ની પછવારેના ઓરડામાં, તે અહીં લાવ ને ચાએ બી અહીંજ લાવ. (ભીખો જવા કરે છે.)

**કાઉસ**—ભીખા, ગુલબાનું કાંહ છે ?

**અરદેશર**—(અનકાથી) સાહેબ, આએ ઘેરમાંનાં બીજાં બધાં કરતાં કંઈ ગુલબાનું તરફ ઘણીજ મેહરબાની રાખતા દેખાઓચ !

**કાઉસ**—( મીજાજથી ભીખાને ) બોલી મરની તું તારે ?

**ભીખો**—એ દફા પાહેના ઓરડામાં લહન કરતાં છે હાબ.

**કાઉસ**—સું ? લહન કરતાં સું બરયુંચ ?

**અરદેશર**—અરે હા, પાસેના ઓરડામાં લસન છુંદતાં હોસે.

**ભીખો**—અરે ના રે હાબ, અંગ્રેજી લહન કરતાં છે ને ?

**અરદેશર**—હા રે હા, અગ્રેજી લસન છુંદતાં હોસે !

**કાઉસ**—જા બા જા, એવન તો પેસુ પારખુના ભાઈ સોલુ સમજુ સુવાચ.

**મેહરજી**—હું: તારે તો તેવણુને બી અંહીજ મોકલ, ને તેવણુને વાસ્તે એક ખુરસી મોકલીને તેવણુની ચાએ બી અંહીજ લાવ. ( ભીખો જાયછે.) સું વાત કેહું દોસ્તો, આય મારી દીકરી, ને પેલો જેહાંગીર કે જેને હું મારા પેટના દીકરા સમાનજ ચાહુંચ તે—

**કાઉસ**—( છછણીને ) અરે છટ, કાકાજી એવું તે સું બોલવાનું ? આઇ ડોંટ લાઇક ઇટ એટ ઓલ. (ભીખો એક ખુરસી મુકી જાય છે.)

**અરદેશર**—બાપા, તમે ગુજરાતીમાંજ બોલોની કે જરા હું બી સમજું. એ ગોટ પીટ સોટ પીટની તાપ અમે બુઢ્ઢાં માણુસો કેમ સમ-

જયે ? પણ એ હમણાં મદઇનો જીવ કેમ ઉકરી આયો વારૂં !

**કાઉસ**—અરે એ તે કંઇ રીત છે ? આએ પેલો એક નાવારેસ રખરતો રસ્તેથી મલેલો પોરયો જેહાંગીર, તેને એવન દીકરો કેહ તે મને ઝેર નહીં લાગે ?

**અરદેશર**—લાગે બા લાગે; હજાર વખત લાગે ! મેહરજીભાઇ, તમે એવણનેજ કાંય નહીં દીકરો કેહતા ને કરતા ? એવા ઘેર સોભત દીકરા કંઇ બધાને પેટે હોતા નથી જો, મેહરજીભઇ બા ! ( બાજુ ) એ તો જેને કાલ ચંદર બેઠો હોય તેનેજ એવા સપુત મલે.

**મેહરજી**—એ બી હજાર વખત મારો દીકરો, પણ–(ગુલાં આવે છે.)

**ગુલાં**—બાવાજી, તમે મને તેરાવી ?

**મેહરજી**—હા દીકરા.

**ગુલાં**—કંઇ હોકમ છે ?

**કાઉસ**—અરે સું ગુલબાનું, તમારૂં લેસન તો રોજનું છે, જરા અમારી આગલ તો બેસો.

**અરદેશર**—( મજાકથી ) હા દીકરી, જરા એવણની આગલ બેસીને દુન્યાદારી ને અક્કલની બે વાતો સીખો કે પાછલે દાહરે કામ આવે.

**ગુલાં**—જેવી તમારી મરજી.

( ગુલાં બેસે છે—ભીખો એક ત્રેમાં ચા લાવે છે. ગુલ ઉઠીને પોતાને હાથે બધાંઓને ચાનાં કપ આપે છે.)

**કાઉસ**—( બાજુ ) ગુલનાં દેખતાં એ કાતરીયાંનો ઘસેલો મારી અંગ્રેજી કે કમઇની વાત કાહરી મને શરમાવશે, તો ફુલસુધનું જવા ઉપરાંત એ છોકરીને જીતી જવાની જે જાલ મેં પાંથરીચ તેમાં બી થાપ ખાઇ જવાસે.

**મેહરજી**—દીકરા કાવસ, ચાહે લેની ! ઠંડી પરેચ.

**કાઉસ**—લેઉંચ કાકાજી, મને ચાએ ઠંડી પારીનેજ પીવાનો ડોકટરનો હોકમ છે.

**અરદેશર**—સારૂં, બાવા, તે તો ઘણું સારૂં. તમે જરા જરામાં સુગઇને છીકઇ પરોચ કેની, તેવા ઉકરેલા જીવને ઠંડી ચાએ ઘણીજ સારી. કોણ જાણે, ગરમ ચાએથી મદઇને પટ દઇને માંથે લોહી ચહરે, ને ચટ દેઇને કંઈ નવું જુનું થઇ જાય તો !

**કાઊસ**—(બાજુ) તું મારા સપાટામાં આવની બચ્ચા, કે તુને બરાબર ચોરયાસીનો ફેરોજ દેખારી દેઉં.

**મેહરજી**—પણ વારૂં કાઊસ, મુંબઇમાં તારા ફુવાઓ ને ફુઇની છોકરીઓની સું ખબર છે? તુંને મલતાં ભેટતાં તો છેની?

**કાઊસ**—અરે મુવાં રે, નામ બારો કમબખતોનું! તે લોકના મીજાસો કેટલા છે? જાણે બાપ લાખ ચાલીસનાં! નખ્ખોદ ગીયાં પાસે ખાવાની ખાખ નહીં મલે ને નાખ પર જાને માખ નહીં બેસવા દેતાં. ને જ્યારે બી ટીચકું જોવો તારે એમજ. (ટીચકાંની ખીચ પાડે છે.)

**અરદેશર**—પણ કાવજીબા, તે લોક તમારી સાથેજ એમ ચાલેચ કે બધાં સાથ?

**કાઊસ**—(ગુસ્સાથી) એટલે? વોટ ડુ યુ મીન બાઇ ધેટ?

**અરદેશર**—અરે નહીં રે બાવા, હું તો સેહેજ પુછુંચ. (હસે છે.)

**મેહરજી**—હા દીકરા કાઊસ. જોકે હું તે લોકના તુમાખી તોરની વાત ના પારતો નથી, તોબી તાતે ધ્રાએ મારે કેહવું જોઇયે કે તારી બી ઘણી ફરીયાદો મારે કાને આવીચ.

**અરદેશર**—કોણુની? કાવજીબાની? અરે ખોદા ખોદા કરો સાહેબ! કેહનારાં કોઇ એવનના દુશમન હોસે દુશમન! છેક માંથાથી પગવેર એવન તો ફરેશતાને શરમાવે એવા છે. એ તો કોઇને એવનને વરે વેહેમ હોસે વેહેમ, બાકી એવનની ફરીયાદ સું બરીચ?

**કાઊસ**—કાકાજી, પીડ પાદશાહની છે. કુવાને મોંહને ઢાંકનું છે, કંઇ જગને મોંહને તારૂં છે? જેને ગમે તે બોલે.

**ગુલાં**—તારે વાસ્તે અમે અવાર નવાર ઘણું સાંભરયેચ, કાઊસ, પણ હું તો બાવાજીને હમેશ એમજ કેહુંચ કે કાઊસના જેવો સમઝુ ને સલુકવાલો મેં તો નથી જોયો,

**કાઊસ**—હીયર હીયર!

**અરદેશર**—ખરૂં બોલી, ગુલાંમાય. અરે એવણુની સમઝદારી ને સલુકઇની વાત તો જેમ જેમ આગલ અનુભવ મલશે તેમ તેમ જણુસે.

**કાઊસ**—પણ વારૂં એવું તે સું સાંભરયું તે તો કોઇ કેહવો?

**મેહરજી**—અરે લેની, હું કેહું. કેહેજે તું તો કોઈ નસકારી નસાકરી પોરી સાથ પણ્યો ને વરી તેં તેને તજી બી દીધી!

**કાઊસ**–(બાજુ) નખ્ખોદ ! એ મોહકાનના સમાચાર એ લોક કેમ જાણ્યા ? (હસીને) બસ એજ કે કંઈ બીજું ? (હાય મારીને) હા, દુન્યા ! દુન્યા !

**અરદેશર**—(હાય મારીને) હા, દુન્યા ! દુન્યા ! દોરંગી દુન્યા !
(બધાં હસે છે–ભીખો હાથ ધોવાડવા આવે છે.)

**કાઉસ**—હેં વરી એ શું ફારસ ? ચાએ પીને હાથ ધોવાની તે વરી શું અફારજીક ? છટ નાનસન્સ, અમારાં મુંબઇમાં તો હવે સુધારાવાલાં લોકોએ એ જાતનાં ખેન કોટકનું હંબગ કાહારીજ નાખ્યુંચ.

**અરદેશર**—હેં બપાવા, સું કહયું ? ચાએ પીને એઠા અજીઠા હાથ નહીં ધોએ તે તમારો સુધારો કે ? હોએ, બપાવા હોએ, પણ એ જાતનો સુધારો અમો ગામરયાંઓને માફક નહીં આવે. એ સુધારો તો તમારા જેવા કેટલાક સરેલા, અરે ચરેલાં ભેજાંના સુધારાવાલાઓનેજ મુબારક.

**કાઉસ**—એટલે મોટા બાવા. વરી તમે સું એ શીલસુરીનો ભમરડો ધુમાવોચ ? સું ચાએ પીને હાથ નહીં ધોએ તો પાપ લાગે ને સેહતાન ટપલો મારેકે ? હંબગ.

**મેહરજી**—દીકરા કાઉસ, એમાં તારી મોટી ભુલ છે. એમાં પાપ કે સવાબનો સવાલ છેજ નહીં, પણ અજીઠવટાર નહીં ચલાવવું ને ચાએ પીને હાથ મોનું ધોવું, એ તો ફક્ત તનની સફાઈ ને પાકીજગી સાચવવાનો કાનુન છે.

**ગુલાં**—હું બી બાવાજીનાં એ મતને મલતી છેઉં, કાઉસ. મરેરે, એવા મેલા ને પસરતા હાથ ધોયા વગર રેહવા દે, તેમાં તે સુવો સુધારો સું આવી ગીયો ?

**કાઉસ**—ચાલોબા એમ તો એમ; આપરે હારયા, વાણ્યા મુછ નીચી તો નીચી. લાવ બા ભીખા, તારે તો મારા બી હાથ ધોવાર.

**અરદેશર**—હા બા ભીખા, એવણુનો બી હાથ ધોવારીજ નાંખ.
(હાથ ધોવારે છે.)

**કાઉસ**—(ધભરાઇને) આએ ડોસો વરી કંઇ ભમરડો ધુમાવસે. હવે એ વાત બી વીસરાવવી જોઇએ. (મેહરજીને) પણ કાકાજી, એ આએ સુરતના માતબર મેહેલ વીસે સું અફવા છે ?

**મેહર**—એ ખરી અફવા છે દીકરા. કેહેજે વકીલોની મારફતે છુપાછુપ સાટું કરીને એ કોઇ પારસીએ ખરીદયોચ, પણ એના લેવાવાલાનું નામ જાહેરમાં આયું નથી.

**ગુલાં**—કીયો મેહેલ, બાવાજી ?

**મેહરજી**—પેલો નવાબવાલો મેહેલ; નદીના મુખરા પર છે તે.

**ગુલાં**—પેલો આપરે પાસ કરાવીને આગલ જોવા ગીયાતાં તે ? મરે, કેવો સરસ મેહેલ છે !

**અરદેશર**—એટલે બધો સરસ ?

**ગુલાં**—ઘણોજ સરસ, કાકાજી; તેનું નામ બી નવાબના વખતથી માતબર મેહેલ છે.

**કાઉસ**—એ મેહેલ જો મુંબઇમાં હોય કેની, ગુલ, તો નાંખી દેતાં એની ખરીદી પર પચીસ તીસ લાખ રૂપીઆ લાગે, આય હમના થોડુંકની વાત પર હમારા મુંબાઇમાં વિકટોરયા ટરમીનસની સાંમે જે પીપલ્સ પેલેસ બંધાઓચ કેની—

**અરદેશર**—સું બંધાયોચ બા ?

**કાઉસ**—પીપલ્સ પેલેસ એટલે પ્રજા માહાત્મ્ય. મુંબાઇની ધુંધી મ્યુનીસીપાલીટીએ પ્રજાના પૈસાનો એ એક મહાભારત મેહેલ બાંધ્યોચ.

**ગુલાં**—મરે, તારે તેની પર કેટલા લાખ રૂપીઆ લાગા હોસે ?

**કાઉસ**—સીતેર એંસી લાખ થવાજ જોઇએ.

**અરદેશર**—(ટકોરથી) હેં ? સાહેબને તો તારે ધમારતો વીસે બી કંઇ સમજ જેવું જણાયચ ખરૂં. (બધાં ઘણાંજ હસેછે—કાઉસ ફજેત દેખાયછે)

**ગુલાં**—(હસીને) કાકાજી, તમુને તો અમારા કાઉસ સાથે દોરે દીઠું બનતું નથી !

**કાઉસ**—કાકાજી, હવે એ બધાં જુટ્ટાં ટાહેલાં જવા દેઓ, ને ગુલાંને કંઇ ગાવા કેહવો ખરૂં કેહુચ ગુલ, તુને ગાતી સાંભરવી એ અંહી આવ્યા પછીની મારી પેહેલાં નંબરની મોજ થઇ પરીચ.

**ગુલાં**—(હસેછે) હા, હા, કાવસજી, મસ્કેરી કરો—મસ્કેરી કરો તમે નહીં મસ્કેરી કરશો તો તમારાં છોકરાં થોરી મારી મસ્કેરી કરવાનાં છે !

**કાઉસ**—નહીં ગુલ, હું કસમ પર કેહુંચ કે હું ખરાં દીલથી બોલુંચ પુછ કાકાજીને ? કાંય કાકાજી ? કેમ બોલતા નથી, અરદેશરજી ?

**અરદેશર**—હા દીકરા ગુલ, તારા સગાની ખાએસજ છે તો એક ગીત ગા ? જરા હું બી સમઝસ.

**ગુલાં**—ઠીક છે, જેવો તમારો હુકમ. (ગાય છે.)

**ગાયન.**

ન બોલો મારૂં, મારૂં ન તારૂં, ન મારૂં—
જો જમનું નગારૂં થશે તો અકારૂં છે તારૂં ને મારૂં !—ન બોલો.
સુંદર રૂપ એજ તારૂં, ચંદર સુ[1] તેજ સારૂં
અંતે થશે અંધારૂં, સફારૂં અવારૂં, તો તારૂં ને મારૂં !—ન બોલો.
કોઈ દુન્યામે ન જોહાક સમ જાલીમ થયો
તે બી આખર ન રહયો, તજી આ આલમ ગયો !
દુન્યાથી ચાલતાં થાવું છે એક દીન,
મારૂં ને તારૂં તજી જાવું છે એક દીન ! મારૂં૦—ન બોલો.

(ગાયન પુરૂં થતાં ભીખો એક ચીઠી લાવે છે.)

**ભીખો**—હાબ, આય કંઇ ચીઠ્ઠી આવેલી.

**મેહરજી**—ચીઠ્ઠી ? (ચશમો પેહડી વાંચેછે) અજબ જેવું, ઘણુંજ અજબ જેવું !

**ગુલાં**—સું છે એવું તે સું છે ?

**મેહરજી**—જે માતબર મેહેલ વીશે આપરે વાત કરયેચ, તેજ મેહલમાં આપુને બધાંને ઇજન છે.

**કાઉસ**—ઇજન ! સાનું ઇજન ?

**મેહરજી**—જુવો, હું વાચું. એ કોઇ સોલીસીટરને નામે છે, પણ હું તો તેને ઓરખતો બી નથી. (વાંચે છે)

"સદા સુખી શેઠજી મેહરજીભાઈ બહમનજી મેહતાની ખીદમતમાં સલામ સાથે લખવા મકસદ એ છે જે તમારી તરફનો નવાબવાલો મેહલ અમારે હસ્તક એક પારસી ગ્રહસ્થે વેચાતો લીધોછે, ને તે હવે રાચરચીલાંથી તઇયાર થઈ રેહવાના સબબે તેનું ધામધુમથી વાસમુરત થવાનું છે, વાસ્તે માલેક તરફથી નમનતાઈ સાથ તમોને ચાંપીને ઇજન કરવાને સેવકને ફરમાસ થઇચિ કે એ ઇમારતમાં સહ પરીવાર જરૂર તસદી લેઈ ચાલુ માસની તારીખ ૧૯ મીને વાર સનેઉને દીને પધારવું, ને ઘેરમાં જે બી પહરોણાં હોય તે લોકને બી સલામ સાથે ઇજન આપી જરૂર લેતા આવવું.

લા૦ તમારો તાબેદાર

**પેસતનશાહ દીનશાહ સોલીસીટર."**

---

1 ચાંદ જેવું ચમકતું.

**અરદેશર**—કેટલું અજબ જેવું ! એ ચીઠ્ઠીમાં એ મેહેલ કોણે લીધોચ તે લખવાના તો અખારાજ કીધાચ, ને તેરૂં બી પરાયાંજ નામે કીધુંચ.

**કાઉસ**—હા, કોઈ તમારા જેવોજ ઉઠાઉગીર હોસે.

**અરદેશર**—હેં બપાવા, સું કહયું, કંઇ મહને કહયું ?

**કાઉસ**—નહીંજી નહીં; અમથી દુન્યાદારીની એ વાત.

**અરદેશર**—હા દુન્યાદારીની એ વાત કરો, બાવા દુન્યાદારીની વાત બેલાશક કરો,

**મેહરજી**—(વીચાર કરીને) હા, પણ જવું તો જોઇસે. મોટ્ટાં માણુસનાં ઇજનને માન તો આપવુંજ પરસે. કાઉસ દીકરા, તું બી આવજે, તમે ચાલસો કેની અરદેશર સેઠ ? જરૂર આવવું પરસે જો ?

**કાઉસ**—અરે વરી એવણને કાંહ સાથે—

**અર્દેશર**—ફ્કર નહીં કાવસજીબા, તમે આગલ આગલ ચાલજો, સેવક તમારા બુતલેલ દાખલ તમારી પાછલ પાછલ રેહસે કે તમુને એબ નહીં લાગે, કેમ ?

**મેહરજી**—અરે નહીં રે અરદેશર સેઠ, એની બોલવાની મતલબ એમ નહીં, પણ તમારી નાદરૂસ્ત તબીયતને લીધે એ તો એમ બોલ્યો; પણ તમે જરૂર આવજો હો કે સાહેબ.

**અરદેશર**—જેવો હોકમ, આપુને કાંહ ના છે ? ફકીરા મસીદ જહાં પરયા તાંહ નચીંત ! (ભીખો ચીઠી લાવે છે.)

**ભીખો**—હાબ, આએ વરી બીજી ચીઠ્ઠી આવેલી.

**મેહરજી**—બીજી ચીઠ્ઠી ? એ ચીઠ્ઠીનાં કેમ વહાંન ફાટાં ? (જોઇને) એ આય તો જેહાંગીરના દસ્કત છે !

**ગુલાં**—(ધબરાઇને) જેહાંગીરના ?

**મેહરજી**—હા બેટા. (વાચેછે)

"મેહરબાન મુરબ્બીજી,

"આએ ઘેર સદા સુધીનું છોરી જતાં મને ભારે દુખ ઉપજે છે. (ચમકે છે.) જે ઘરમાં હું બચગીથી ઉધરયોચ તેને એમ છેલ્લી સલામ કરતાં હું અફસોસનાં આંસુઓ વરસાઉંચ, પણ હું માંગી લેઉંચ કે તેમ કરવા ખાતર મને નીમકહરામ ગણતા ના. ઘણા સબબો મને એ દુખભરી ફરજ પારેચ વાસ્તે મને માફ કરજો, ને બેહન ગુલને મારી

નમનતાઈભરી દુવા બંદગી કેહી, તમો મારા દાદખાહ મુરબ્બીજી બી કબુલ રાખજો.

લા૦ જેહાંગીર."

(ઘભરાતથી) અરે આએ સું આફત ! એનો સબબ સું ?

**કાઉસ**—અરે જવા દેવોજી, વાતમાં જીવ નહીં મલે ને આફત ને સબબ સાનો બરચો ? (બાજુ) એ પોરચો આપો આપ ખરચો તે આપુને તો ખેદાયજી પયા.

**મેહરજી**—નહીં, નહીં એ કંઇ જેવો તેવો દીકરો નથી કે એને હું એમ ઠંડે કલેજે જતો મુકું. અરે એને વાસ્તે તો મેં હજારો ઉમેદો બાંધેલી છે. એના વગર મારૂં કામ કેમ આગલ ચાલસે ? ખસો, મને ખોલ કરવા જવા દેઓ ?

**ગુલાં**—(બાજુ) ઓ ખુદા ! તારે અંતે જેહાંગીર એમ જતો રહયો ? મને બાવાજી માફ કેમ કરસે ? જે બને તે ખરી, પણ હું તો હમણાંજ જઇને બાવાજીને બધી ખરી વાત કહી દેઉં

**કાઉસ**—(બાજુ) વરી આએ દીવાડાન્ડી હાથ હું કાંહ એખલો પરચો ? (અરદેશરને) ચાલો, ચાલો, અરદેશરજી, અંદર આવો. મેહરજી કાકાનો જીવ ફીકરી આયોચ, ને તમે તો ઠંડા પાણીનાં માંટલાંની કાની ઘીના ડબરા જેવા અહીંજ બેસી રહયાચ.

**અરદેશર**—મારૂં કામ હું બરાબર સમજુંચ, કાવજીબા. (કાઉસ જાયછે—અરદેશર એકલો.) બધું બરાબર પાર ઉતરયું. જેહાંગીર ગીયો તે મારીજ સમજાવતથી ગીયો. તે જતે નહીં તાંહાં વેર ગુલ તેની કદર બુજતે નહીં. વરી મેહરજી જેહાંગીરને પાછો બોલાવા ઉલટમંદ થઇને ગીયોચ, પણ મેં મારૂં કામ એટલું તો પાકકું કરેલું છે કે જેહાંગીર હવે હાથ આવનારજ નથી. (જાય છે.)



## પ્રવેશ ૪ થો.

(મેહરજીભાઈનાં ઘેરનો એક ઓરડો; ગુલાં તથા અરદેશર વાત કરતાં આવે છે.)

**અરદેશર**—કંઈ ફકર નહીં, દીકરી, (પોતે બેસે છે.) મારી વાત તારાં દીલમાં જે વાત છે તેનેજ લગતી છે. તું જેહાંગીર વીસે તારો વાંક બધો તારા બાપ આગલ કબુલ કરી દેવા ઉલટમંદ છે ની?

**ગુલાં**—હા કાકાજી, પણ તમે એ બધાંનાં દીલની છુપી વાતો એમ તરત કેમ પારખી શકોછ ? (બેસે છે,) મને કેહો અરદેશરજી કે તમે કોણ છોઓ ?

**અરદેશર**—(હસીને) માણસ, મારી દીકરી, હું પણ તમો સમાન એક ઇનસાનજ છેઊં.

**ગુલાં**—પણ મરે ઇનસાન તો બધાં છે ને હુંબી છેઊં, પણ હું તો મુઈ એમ કોઇની છુપી-વાતો નથી પારખી શકતી, ને તમે તો જાણે અરધા ખોદાયજી હોવે। તેમ બધાનાં દીલની જરાકે જરાક વાત કેહી દેઓચ.

**અરદેશર**—તે બધી વાત આપરે પુરી ધીરજથી ને પુરી ફુરસદથી હવે પછી કરસું. દીકરી ગુલ, હાલ તો તું મારા સવાલોનો જવાબ આપ. બોલ તારે, હું કેહુંચ તે બધું ખરૂં છેની કે તેં જેહાંગીરનો હાથ નેકામાં ના પારયો તેથીજ જખમી થઇને તે આએ મકાન સદા સુધીનું છોરી ગીયો?

**ગુલાં**—(ફગલીને) હા કાકાજી, તમે કેહોચ તે ખરૂં, પણ મને ખબર નહીં ઉતી કે મારાં ના કેહવાથી જેહાંગીર એટલો બધો નાદાન થસે.

**અરદેશર**—ફ્કર નહીં, દીકરી, ફ્કર નહીં. વારૂં પણ એ જેહાંગીરનો હાથ ના કબુલ કરવાનું તારૂં કારણ તારો પીતરઈ કાઉસ છે, નહીં ? તુંને જેહાંગીર કરતાં કાઉસ વધારે ગમેચ એમજ કેની ?

**ગુલાં**—આ ખુદા ! હવે કેમ કરૂં ? કાકા તો બધીજ મારી વાતો જાણેચ. કાકાજી, કાઉસ નહીં ઉતો તાંહાંવેર મને જેહાંગીર ઘણો ગમતો તો, પણ કાઉસનાં આવવા પછીથી મને જેહાંગીર કરતાં કાઉસ વધારે ગમ્યો, ને તેથી મેં અધીરી પરી જેહાંગીરનો હાથ ખોલ્લો નાકબુલ કરી દીધો ! એ મારો વાંક બાવાજી મને કેમ માંફ કરસે ?

**અરદેશર**—મારી ભોલી દીકરી. તું તે તારા વાંકને માટે પસ્તાયચ એજ પુરતું છે. વરી જેહાંગીરને ના પારવામાં તેં સરયામ વાંક કીધોચ એવું બી કંઇ નથી· જાંહાં તારૂં દીલ નહીં તાહાં તારા બાપને માત્ર રાજી રાખવા તું હા પારી તારો હાથ નેકામાં આપે, એ તારો સંસાર જાંણી જોઇને ધુલ મેલવવા સમાન થતે, ને એ અવીચારી પગલું તેં નથી લીધું તે જોઇ હું ખુશી છેઊં. હવે બની તે નહી બની થવાની નથી. દીકરી, તુને ખોટી ને આરે રસ્તે ઉતારનારી સલાહ આપવા પેહલાં હું મારી જીભ કાપી નાંખસ, માટે હું તુને છુપી પણ સાચ્ચીજ સલાહ આપુંચ કે તું એ જેહાંગીર સંબંધી વાત તારા બાપ આગલ કરી તે દુખીને વધુ દુખી કરતીજ ના.

**ગુલાં**—આ અરદેશરજી, તમે કેવા ભલા છેઓ !

**અરદેશર**—અરે, પણ જો સાંભેથી તારા બાવા આવેચ. દીકરી ગુલ, હવે એ વાતજ ખાઈ જા.

**મેહરજી**—(દાખલ થતાં) અફસોસ સદ હજાર અફસોસ ! (બેસેછે) કે જેહાંગીરનો હું કેથે પતો મેલવી શકતો નથી. અરદેશર સેઠ, એ છોકરાને મેં પેટના દીકરા તરીકેજ પાલ્યોચ, ને દીકરા તરીકેજ આજની ઘરીવેર ચાહયોચ, તેથી મારો જણેતો દીકરો મરી ગીયો હોય તેમ તેનાં એ રીતે ગુમ થવાથી મારી છાતી ફાટી જાયેચ ! (રડે છે.) એ દીકરો એમ મને બુઢ્ઢાપામાં તરછોરીને ચાલી જાય એવો ઉતોજ નહીં, ને તેથી એને કંઇ બી જોરાવર સબબો મલ્યા નહીં હોય તાંહાંવેર એ જાય નહીં. રખે કાઉસે એને કંઇ અપમાન કીધું હોય, ને તેથી એ રીસાઇને જતો રહયો હોય ?

**અરદેશર**—નહીં હોય. મેહરજી શેઠ, તમે દાનાવ થઇને એમ નાદાન શું થાવોચ ? જેહાંગીર સદા સુધીનો જતો રહયો એ બાનાવ ઘણો બુરો બન્યોચ, પણ તે જીવતો છે તેજ આપરે વાસ્તે આજને કાલ તો બસ છે. ચાલો આવો, હવે ગમ મોકુફ કરો ને હાથ મોહનું ધોવો.

**મેહરજી**—(જતાં જતાં–રડતો) હવે આએ ઘેર મારી પનોતી દીકરી છતાં મને ખાલી ને સુનું લાગસે. મારાં ખેતરો જેહાંગીર વગર મને વેરાન ને ઉજ્જર જણાસે. હવે કામ કરવાની ને માણસો પાસે કામ લેવાની મારામાં તાકાત રેહેસે નહી. ઓ જેહાંગીર ! જેહાંગીર! જીવતો છતાં મારી બાજુ ગેઈ, મારી કમ્મર ટુટી ગેઈ, ને બધી માહરી ઉમેદોપર ધુલ વરી. (મેહરજી તથા ગુલ રડતાં જાયછે.)

**અરદેશર**—(એકલો) મારા ધારવા ને કરવા મુજબનું પાકકું કામ થયું, પણ સબર ! મારાં બીજાં માંડેલાં છટકાંમાં બીલ્લુ બરાબર સપરાયોચ કે નહીં ? જરા છુપાઇને તમાસો જોતે.

(અરદેશર છુપાય છે.–કાઉસ ઘભરાતમાં આવેછે.)

**કાઉસ**—કેટલું અજબ જેવું ! જે અરદેશરને હું એક નાવારેસ રખરેલ ભીખારી સમાન સમજતોતો તે એક લખ્ખોપતી શેઠયો છે, એ વાત સું માનવા જોગછે ?

**અરદેશર**—(બાજુ) નહીં રે, વેહમ છે વેહમ ! ચાલો, સક્કર ગંડેરીવારાપરથી લખ્ખોપતી શેઠયા તો થયા.

**કાઉસ**—એ ડોસાના ઓરડા આગલથી પસાર થતાં હમણાં મેં એતેફાક એની નોંધપોથી ઊઘારી પરેલી જોઈ, ને તે માંહેલી યાદીઓ વાંચી લેવાની લાલચ હું દુર કરી શકયો નહીં, તેથી મેં વાંચ્યું, પણ યા યજદાન ! મેં સું વાંચ્યું ? મેં જે વાંચ્યું તે મારી અક્કલ નહીં

કબુબ કરી શકવાથી ફરીથી વાંચ્યું, ને તારેજ મે જાણ્યું કે આએ પારસી કોઇ ધનવાન સેઠયો છે, ને એની બધી દોલત મુંબઈવાલા જાણીતા સોલીસીટર પેસતનશાહ મેહતાની મારફતે બેંકમાં જમા છે !

**અરદેશર**—(બાજુ) તારે મુરબ્બી જેમ નોંધ પોથીની ખબર લીધી તેમ જોઇએ તો બેંકની બી ખબર લેઇ વરો, ને પછી જાઓ થરતીન ઇથર રીગરસ ઇમપ્રોજનમેન.

**કાઉસ**—ગરીબઇ માટે એને અવલથી હીણુવા ખાતર એની નજરમાં હું જે હલકો પરયો તે મારી હેમાકાત માટે બેહદ અફસોસ થાયચ, તોપણ જો હવે બાજીનો રંગ બદલાયોચ તો મારી બધી વર્તણુક ફેરવી નાંખી જેમ બને એમ એનું સારૂં મત ઝીતી લેવા મારે એનો પરતો બોલ ઉંચકી લેવો જોઇસે. ( થોભેછે )

**અરદેશર**—( બાજુ ) ઠીક છે, ઠીક છે, બચ્ચા, મેં બી તારા કરતાં પચ્ચીસ દીવારી વધારે જોઇચ. આવજે, ખારાં પાણીએ મોંહનું ધોઇને આવજે.

**કાઉસ**—જેહાંગીર ગીયો એ મારે સારૂં ઘણો ભાયગસાલી જોગ થયોચ, પણ તે સું કામ ગીયો તે કંઇ સમઝ પરતું નથી; પણ હવે મારે ઢીલ કરવાની નથી. એકેક દીવસ હવે સુનાના મુલનો છે; હાલ તો ફુરતાજથી મારે ગુલાંને મારી સાણ્ડમાં પીગલાવી લેવાની છે, ને એક વાર તે જો મારાસે નેકા કરવા કબુલ થઇ ગેઇ, તો પછી કાકાજીને પટાવીને ચાર ચોખા પરાવી લેતાં વાર વાગવાનોજ નથી.

**અરદેશર**—હમણાં તો મનમાંજ અદરા ને મનમાંજ પન, બાકી આયંદે ચાર ચોખાની વીતી ચાર જોરા તો જરૂર પરવાના છે.

**કાઉસ**—એક વખત એમ થયું કે પછી કાકાને પૈસે મુંબઇમાં મારે નામનો ડંકો વાગીને લાલ વાવટો ઉડવાનો છેજ.

**અરદેશર**—ડંકો તો નહીં વાગસે, બચ્ચા, પણ તારો ડબ્બો તો ઉડવાનો છેજ.

**કાઉસ**—વરી પેલી રાન દીનીને પૈસાને જોરે તેની પસંદગીનું એક તલાકનામું આપીને દુર કરસ, ને પછી માઇ ગ્રેસ્યસ ! મન ભાવતી મોજ માટે મને કોણ પુછનાર છે ? અરે મને પુછે તેને જમ પુછે !

**અરદેશર**—(બાજુ) પણ બચ્ચા તારીથી તો જમ બી નાહસેની ?

**કાઉસ**—હા પૈસા ! પૈસા ! યાર, ખુદાએ મારી પર ખુબસુરતી, અક્કલ, હોસ્યારી, ફુરતાજ વગેરે ઇત્યાદી ઇત્યાદી દરેક નવાજેસો કીધીચ, તેની સાથે પૈસાની બખશેસ બી કાંય નહીં કીધી હોસે ?

**અરદેશર**—(બાજુ) કાંય કે ખોદાયજીએ ઉંઠને શીંગરાં જોઇ-નેજ નથી આપ્યાં, મારા બાપ ! ( કાઉસ ખુશીથી ફરે છે, ને ગાય છે.)

**કાઉસ**— **ગાયન.**

સઉ પઇસાનો બાહાર, પઇસાનો કારોબાર !
પઇસાનો પ્યાર, પઇસાથી યાર. પઇસે સઉ તાબેદાર !
ગમાર હો યા ચમાર, બુબખ બી બેશુમાર,
પણ પઇસા ચાર, જો ગાંઠે યાર, તો કેહશે ઇજ્જતદાર !
કોરસ { પઇસા પર સૌનો ચાહ, ફકીર હો યા શાહ,
પઇસા ! પઇસા! પઇસાની વાહુવાહ !
હોય ખાનદાની અગર, મગર તે જર વગર,
છે સરબસર તે બેકસર નફરથી નબેહેતર !
હોય ધોબી કે હજામ, પણ પાસે હોય જો દામ,
તે બેલગામને ખાસોઆમ સો સો કરે સલામ !

**કોરસ.**

**ભીખો**—( ગાયન પુરૂં થતાં દાખલ થઇને ) હાબ, કોઇ બૈરી થતી તમુંને પુછે.

**કાઉસ**—(ધભરાઇને) કોણ, બૈરી ? કેવી છે ? જુવાન છે કે બુઢ્ઢી.

**ભીખો**—હાબ, છે તો જુવાન.

**કાઉસ**—( બાજુ ) જુવાન, કંમબખ્તી ! તારે તો ખચ્ચીત દીનીજ હોસે !

**અરદેશર**—(બાજુ) એ વરી બઇરી કોણ હોસે ?

**ભીખો**—પણ હાબ; તે બઇરી કોઇ રખરતી રઝરતી જેવી તો દેહું ! વરી તે તો ચાલી ચલાવીને છેક આગલા ખણવેર આવેલી, ને મેં બાહર ઉભી રેહવા કીએલું તીવારે વાઉની કાની મારાહે વંહરી પરેલી !

**કાઉસ**—(હાથપર હાથ અફાલી) નખ્ખોદ પર નખ્ખોદ ! (ભીખાને ) તેને કોઇએ જોઇચ કે ?

**ભીખો**—નીંહ હાબ, હજી તો નથી દીઠી. ( બાજુ ) કાકા ધભરાય તે કંઈ પાંણી મરી ગયેલાં છે હું ?

**કાઉસ**—ભીખા, તારી હુસ્યારીની મેં ઘણી દુરવેર તારીફ સાંભલીચ હો.

**અરદેસર**—(બાજુ) ચહરી જા બચ્ચા સુલી પર.

**કાઉસ**—લે, આય તારી મેહેનતના બદલામાં એક રૂપીઓ છે. ને જોની ભીખા (તેના કાંનમાં) તે બધરીને કેની તે કોઇ જોય નહીં તેમ અહીં મોકલી દે.

**ભીખો**—હારૂં હાબ. (જતાં જતાં) મનખ તો ચોખ્ખું દીવાની જોત જેવું લાગે.

**અરદેશર**—(બાજુ) તો નહીં કાંએ ? કાચમાં કચરો પણ શેઠમાં નહી ! પટ દઇને મુરાની કાતરી જેવો રૂપ્યો ઝટયો એટલે સારૂં નહી તો નઠારૂં કોન કેહે ?

**કાઉસ**—દીની જો અહીં આવી તો બધો ધાંન બગારવાની. (અંદર જોઇને) અરરર ! સતીઆનાસની પાંજી ! એ તો રાંન તેજ દદા અહીં ધસરઈ આવી દેખું ?

**દીની**—(દાખલ થતાં) કેમ કાઉશા, તમોંને તો કેઠી ઓંનીજ ખીશરી ધની સવાધ લાગી દેખોં ?

**કાઉસ**—પણ રાંન ધનચક્કર, તું અહીં સું ધુર મુકવા આવી ?

**દીની**—ઓ લેરે ? તો શોં નહીં આઉં કે ? કાંન મોંવાંનાં જણ્યોંની મને ચોરી છે ? કાંન મોંવો મનેં અટકાવાનોં છે ? હું મારા પન્યોં ધણીની ધન્યોંની તેને કાંન મોંવો રોકવાનોં છે ? હું તેનો ટોટો ધરીને ભચરાશ.

**કાઉસ**—અરે ચુપ, ચુપ ! કોઇ સાંભરસે. આસ્તે બોલ, આસ્તે બોલ !

**દીની**—આશતે બોલ ? શાંને વાસ્તે આશતે બોલાશ ? હું મારોં જીવ પટકીને વાવલો કાહરી નાંખાશ. તારોં મુવેલાં બાપદાદાને જગારાશ, ને ગામ ઘેરમોં તુંને રોંશવા કરાશ.

**કાઉસ**—અરે વારૂં બા, પણ જરા હમના તો મુગી રેહ ! તારે પગે લાગું—ટોપી ઉતારૂં. [ ટોપી ઉતારે છે.]

**અરદેશર**—(કમકમીને) લ્યાનત છે ! લ્યાનત છે તારાં જીવતર પર!

**દીની**—અરે જારે મોંવા, એ ઢાંગ કાંનની આગલ લાયોસ. હું કંઈ શમઝવાની નથી.

**કાઉસ**—પણ તું માંગેચ સું તે બોસી મરની ?

**દીની**—શોં વરી, પઇશા ! તોં મને એમ મોંકી દીએ, તેરે હું ખાઊં કડડોં કાંનને, મોંવા તારા હાથ પગને ? મોંવાએ મારો નખ્ખોદ વારી મુકયોં, ને હજોં તો પુછેશ કે શોં મોંગેશ ! નોશારીથી મને ધુતી

છેતરીને મમભઈ પની ગીયોં તેરે શાં તારોં આએજ માનોં ઉતાં કે, મોંવા શોર. [સપાટ કાહડીને મારે છે.]

**કાઉસ**—(કાલાવાલાથી) બાપુ બસ કર, થોરૂં બોલ, ખોદાને ખાતર આસ્તે બોલ ! અરરર આય કાંહ આપદા ! પણ તું તારી રાજી ખુશીથી મારીથી છુટી પરી કે ની ?

**દીની**—હા, પણ તું તો કેહજે હું તુંને હપતા પોંહચારયા કરાશ તે કોંહ છે ?

**કાઉસ**—અરે પણ રાંન બનારસની વાંદરી—

**દીની**—જો મુઓ અનદાબાદી રીંછ બોલ્યો તે !

**કાઉસ**—મારી પાસ ખાવાની ખાખ નથી, તો તારે વાસ્તે હપતા કીયા ચુલામાં લાઉં ?

**દીની**—ટાહરે મરી ગીઓંનાં જન્યોં મોંવા બીખારી ભીખ મોંગ ? બઇરીને ખવારવાનોં નહીં ઉંટાં તારે મોંવો અદુખરાં જેવોં પન્યોં શાં કોંમ ?

**કાઉસ**—હા, એ મારો વાંક થયો.

**દીની**—ને હવે ?

**કાઉસ**—હવે તો એમ કે તું હમણાં ગરબર મચાવા વગર ગુપચુપ આવી તેમ પાછી જા, (આગલ તેડીને) જો, આએ મારા કાકાનું ઘેર છે, ને એ કાકો ઘણો છાંડાવારો છે. હવે એ કાકાની એક છોકરીને મેં સીસામાં ઉતારવાનું છટકું માંડેલું છે.

**દીની**—જો મુવોં બેહેશનોં તોશો હોંશલ કરેશ તે ?

**કાઉસ**—તેમાં જો હું ફાવ્યો, તો તારૂં ને મારૂં દલદર ફીટયું સમજ, કેમકે હું તુંને એ કાકાના પઇસાથી એવો સારો પગાર આપસ કે તારો જીવ રાજી થઇ જશે. સમજ્યું કે ની દીકરા ?

**દીની**—શાલ મોંવા, દીકરા ને દીકરી શાનું બકેશ ? ઠીક શે તારે તો હું પાંશ પંદર દારા થોભાશ, ને તોબી જો તું નથી આયો, તો હું ઓં આવી તારી લેવરી દોંનાદોંન કરી નાંખાશ. શાલ ખશ, મને જાવા દે.

**કાઉશ**—હવે કેવી દાહી લાગેચ ? ચાલ આવ, કોઇ જોય નહીં તેમ હું તુંને પાછલે બાન્ને બાહાર મુકી આંઉં.

**દીની**—નહી, હું તોં ઓંહઠીઝ ઝાવાની.

**કાઉશ**—અરે નહી નહી, તું આવ, મારી પછવારે આવ.

(બેઉ જાય છે.)

**અરદેશર**—(બહાર આવીને) થઇ ચુકું ! આએ હરરતો બદમાશ તેના ખરા આકારમાં જાહેર થઇ ચુકો. હવે એ ઝેરી સાંપને આએ ઘેરમાંથી એકદમ દુર કરવો જોઇએ. હમણા તો હું એને ગોરે મારસ. એને મેં ખસુસ મારી નોંધ પોથી વાંચવા દીધીચ, ને તેથી હવે એ પઇસાનો ગોલામ મારો પરતો બોલ ઉંચકવાને આતુર થઇ રેહસે, જેથી કામને બાંહણે હું એને પેસતનશા સોલીસીટર પર ચીઠ્ઠી આપી અંહીથી પાછો મુંબઇ હડસેલી આપું, ને તાંહથી બાહરો બાહાર એની એવી કાસર કાહરૂં કે એ મારી ગાય જેવી ગુલાંનો રસ્તોજ ભુલી જાએ. ખુદા તેનું કામ આસાન કરયો જાયેચ. બદમાશો ગમે એવા કાવદાવા ને દગા ફટકાની જાલ પાંથરેચ, પણ ખરાંને રાખનાર ને સાચવનાર તે પરવરદેગાર છે ! ( જાયછે. )

## અંક ૧ લો સમાપ્ત.

## અંક ૨ જો—પ્રવેશ ૧ લો.

(સ્થલ સુરત. માતબર મેહેલનું આરાસ્તે દીવાનખાનું. સોભાયમાન રાચરચીલું. એક બાજુએ કનચનીઓ ગાય છે, હીજો કારભારી અને બીજા નોકર નફરો વાત કરતા જણાય છે મેહરજી ને ગુલાં હીજા સાથ વાત કરતાં આવેછે, અરદેશર પછવાડે હાથ રાખીને, ઘણીજ ગરીબાઇના દેખાવથી પાછળ ચાલેછે. બધા નોકરો મેહરજીને નમીને સલામ કરેછે, અને અરદેશર તરફ નફ્ટાઇથી જોએછે.)

**મેહરજી**—પણ તારે મને તેરૂં થયું તેમાં કંઇ તારી ભુલ હોસે, હીજુબા. એ કંઇ માનવા જોગ છે કે આખ્ખાં સુરત શેહરમાંથી તમારા નવા સેહનો ઓરખીતો હુંજ નીકરી આયો ? વરી તુંજ કેહેચ કેની કે ઇજન બી ફકત અરધી દજન કીધાંચ, ને તે લોકમાંનું બી કોઇ હજુ આયું નથી ? તારે તો તું મારૂં માન, ને હજી બી મને પાછોજ જવા દે.

**હીજો**—નારે હાબ, પાછા તે કેમ કરી જવાએ ? આવો હાબ, અંહી બેહો. બાઇ આવોજી. (અરદેશરને) ને તમો પછવારે બબરચીખાંના ભણી આવો ભાઇ ?

**મેહરજી**—(ગુસ્સાથી) ના રે ના રે હીજા, ખબરદાર જો! એવણ તો મારા જીવે જાનના દોસ્ત થાય. આવો અરદેશર શેઠ મારી આગલ બેસો.

**અરદેશર**—કંઈ નહીં મેહરજી સેઠ, તમે તમારે બેસો, હું તો જરા આએ મેહેલની રોનક જોઉંચ.

**ધનજી**—(હીજાને) હીજો, એ બોંટો કોણ ?

**હીજો**—કોઇ તારીવારા કે પીઠાંવારા જેવો તો લાગે.

**ધનજી**—અરે પણ તીવારે એવાઓને લાયા વગર તે કંઇ જીવ અહતો તો કે ? આએ તો બેઅદબીની બી હદ થઈ ! એવા પરોના નહીં લાવતે તો આપરા નવા હેટ રીહઇ જતે હું ? કોઇ દેખીતો ભીખારી કે બબરચી જેવો તો લાગે !

**ભીખો**—અરે, હંભાલ, હંભાલ, બોલો આપુનેજ ભોંપે ! નખ્ખોદ ગીયાએ તો બધું હાંભયરૂં !

(બધા ફજેત થઇ ચાલીજાયછે—કનચનીઓ ગાયછે.)

**ગુલાં**—(ગાયણ પુરૂ થતાં) આહા, બાવાજી, સું સરસ મેહલ છે ! એ મેહેલમાં રેહેવાવાલાંઓનું જાંણે જીવયું જીવતર પ્રમાણ છે હં.

**અરદેશર**—ને એજ મેહેલ જો તુંને કોઇ આપી દીએ તો તુંને ગમે કે, દીકરી ગુલ ?

**ગુલ**—કાકાજી, મારી મસકેરી કાંય કરોચ ? મેં કંઈ આપમતલબથી કે અદેખઇથી એ મેહેલની વખાન નથી કીધી. કાકાજી, અમારા ગરીબ સંસારને વરે હું જરા બી અસંતોશી નથી.

**મેહરજી**—ખરૂં બોલી દીકરી. આપુને ખોદાએ આપરા ગરીબ સંસારની જે નવાજેશ ફરમાવીચ તે બી કંઇ કમ નથી. તવંગરની હવેલી જોઇ ગરીબોએ પોતાની ઝુંપરી તોરી પારવી એના જેવું હેમાકાતભરેલું બીજું કંઇ નથી.

(બલદની દમણી આવવાનો સાદ સાંભળી અરદેશર સટી જાયછે.)

**ગુલાં**—(અજાએબીથી) અરે બાવાજી, બાવાજી, આવો તો! આએ તો આપરાં ફુઇજીની નાજાં ને શીરીન છે,

**મેહરજી**—(જોઇને) ફુઇજીની નાજાં ને શીરીન ? તારે તો તારા ફુવાઓ બી હોસે ?

**ગુલાં**—હા, આએ સું તે લોક બી છે.

(અરદેશર છુપો આવી ઉભો રહેછે.)

**અરદેશર**—હવે એ બાકી રેહલાં મારાં સગાંઓ આએ મારા વહાલા ભાઈ ને વહાલી દીકરી સાથ કેમ વરતેચ તેની તપાસ લેવી જોઇસે !

**મેહરજી**—ચાલો, સારૂંજ થયું; એ મસે ઘણી લાંબી મુદતે એ લોકને મલવાનું થયું.

**ગુલાં**—હા, પણ એ લોક તો આપુને ગામરયાં સમજીને હીનસે ને બીજાસ કરસે ?

**મેહરજી**—ફકર નહીં દીકરી, આપરે હંમેશ દીલ મોટું રાખવું જોઇએ. ગામરયાં તો ગામરયાં. ગામરયાં કેહવાયાથી કંઇ હલકાં માએ બાપનાં નથી થવાનાં. (મંચેરશા બીંઢા ને નાજાં, તથા તેહમુરસ તુ-માખી ને શીરીન, હીજા સાથ દાખલ થાયછે.)

**હીજો**—આવો બાઇ, આવો હાબ ! મારા હેટ જે વખત જાએ ઇમાં આવવા જોઇએ.

**મેહરજી**—(આગલ જઇને) સાહેબ મેહરબાન, મંચેરશા સેઠ.

**મનચેરશા**—કોણ ? મેહરજી ! કેમ ગામરયા બોચ, તમુને બી સું ઇજન છે કે ?

**મેહરજી**—હા ભઇ, ગરીબ મનખને નોતરૂં છે તો ખરૂં; પણ કેમ છેઓ ? તંદરોસ્ત તો ખરા ? (મેહેરજી શેકહેન્ડ આપવા જાએછે.)

**મનચેરશા**—અરે મરી રેહાની, વરી તમે ગામરયા ગમાર સલામ સેકીનના તાજીમ તવાજા સાના કરી મરોચ ! (તુચ્છકારથી હસેછે.)

**અરદેશર**-(બાજુ) શાબાશ ! શરૂઆત તો વખાણવા લાયકનીજ છે હો !

**મેહરજી**—કેમ નાજાંમાએ, તમે કેમ છેઓ ?

**નાજાં**—(ટણકાથી) હવે તમે બી અમથા કાંગલા ના થાઓ મામા. વરી જોવોચ કે સારી પખી છેઉં તોબી ચીબા થઇને પુછોચ સાનું કે કેમ છેઓ ? તમે ગામરયાં તે ગામરયાંજ રહી ગીયાં ?

**મેહરજી**—( હસીને ) ચાલો બા એમ તો એમ ! તેહમુરસજી તમારી સું ખબર છે ?

**તેહમુરસ**—કાલ કરતાં તો આજે લગાર ઠીક છેઉં ! (હસેછે.)

**મેહરજી**— આવની દીકરી શીરીન, મને ભેટની ? કેમ છે માય ?

**શીરીન**—છેઉં જી, હાલ તરત તો પેટ ભરીને ભુખ લાગેચ ને મનભાવતી ઊંઘ આવેચ.

**અરદેશર**—(બાજુ) પોરીઓને બી પાઠ તો ઠીક ગોખાવયાચ. કેથાં બધાં લાયકી ને અશરાફીના કોથરાજ નીકરી પરયાંચ; પણ જાહરે એ લોક સાથે એમ વરત્યાંચ તાહરે હવે આપરો કાસીસંગ કેમ જવાનો છે! (જતોરહેછે.)

**મેહરજી**—દીકરી ગુલ, આવની, ફુઈજીની નાજાં શીરીનને ભેટની ?

**ગુલાં**—( ઉલટથી જઈને ) તમોને જોઈને અમે તો ઘણાંજ ખુશી થયાં. બાવાજી તો કેહેજે ચાલ એ મસે ઘણુંએ મલવાનું થયું.

**નાંજાં**—( અજકાઈ ) અં: ઓસે! તમારા બાવાજી એમ બી બોલ્યા કે ? મરે રે!

**શીરીન**—ચાલો,-ઘણુંએ મલ્યાથી અમે બી જરા રતી મધન થયાં ?

**મનચેરશા**—કેમ મેહરજી, હવે આએ પોરીને ઠેકાણેં કાહારે પારોચ.

**મેહરજી**—થસે ભઇ, એનાં નસીબ જાગસે તારે તે બી થશે. હમના સું ઉતાવર છે ?

**તેહમુરસ**—અરે વરી ઉતાવર નહીં ! આજે છોકરાજ કાંહ મલેચ ? કોઇ ખોરયો ખાપરયો સોધી કાહરીને ઠેકાણે પારી દેઓની, મારા ભઇ તમે બી ?

**ગુલાં**—જી હા તે તો ખરૂં, પણ જરા સલુકઇથી તો બોલો. સલુકઇથી બોલવાના તે કંઇ પઇસા પરેચ કે ? અમે ગરીબ ને ગામ-રયાં ગમાર તો ખરાં પણ તેથી કંઇ શેહરી સુધારાવારાઓને બારને હાથ બોરવા તો નથી જતાં ? ( મેહરજીને ) બાવાજી, જોયાં કે ! એ લોક કેટલાં મીજાસી છે ! તમેં બી અમથાં એ લોકને વતારયાં.

**મેહરજી**—ચીંતા નહીં દીકરી, એ તો હોએ. પાંચ આગલાં કંઈ સરખાં નથી. છાલકો ઘરો છલકાય ઘણો. પણ જો સાંબેથી અરદેશરજી આવેચ; હવે એવણને જોઇને તો એ લોકનાં નસકોરાં પર નસકોરાં ચહરી જવાનાં !

**ગુલાં**—તોબી બાવાજી ઓરખાંન તો કરાવવીજ પરસે ?

**મેહરજી**—તો, તો, તો ! ઓરખાંણુ કરાવ્યા વગર કંઇ ચાલે ? ( અરદેશર આવે છે.) આવો અરદેશરજી, આએ બેઉ સાહેબો મારા બંધેવી થાએ. મારાં જે બેહસતન બેહનો વીસે આગલ મેં તમારી સાથે વાત કીધીતી તે બેહનોના એ બેઉ સાહેબો ખાવીંદ થાએ, ને આએ બેઉ તે બેહનોની બેટીઓ છે. મંચેરશા સેઠ, તેહમુરસજી, એવણ મારા જીવે જાંન મીતર નામે અરદેશર સેઠ છે. એઓ ઘણાજ—

**મંચેરશા**—અરે હા, ઘણા ને થોરા, પણ તેથી તમે કેહવા સું માંગોચ ? એવા ભુખરીબારસ સાથે હમુને સું કામ છે જે લાંબાં લાંબાં ભાસાન કરીને ઓરખાવોચ ?

**નાજાં**—ખરેખર ! મરેરે, મુવો એ સું પટાપટરો ! સું જો બાવાજી, તમે બી દેહકાનીઓ સાથે નકામાં ટાહેલાં કરયા કરોચ.

**તેહમુરસ**—મેરજીભઇ, અમે ઓરખ્યા તમારા ધન ધન ઘોરી જેવા દોસ્તારને. એવણ સુરતમાં સું ધંધો કરેચ ? પનીર બનીર વેચેચ વારૂં ?

**મંચેરશા**—(ધુમ હસીને ) અરે નહીં, નહીં, રાતને છેરે ગોલાબી ગંડેરી કે નહીં તો સાકરયા તરબુચની ચીરો વેચતા હોસે, યાતો પરવારતા રોટલા ખાઇને ઓટલા ભાંજતા હોસે. મેહરજી, જો એવણ બેઠા બેકારજ હોય તો બેઅદબી માફ છે, પણ હાલમાં અમારા મુંબઇમાં પખાલચી ને કચરાપટીઓએ હરતાલ પારવાથી રસ્તા પર ધુલારૂં ઘણું થાયચ, વાસ્તે જો મરજી હોય તો હું ભલામનની ચીઠ્ઠી આપું કે—

**મેહરજી**—(ગુસ્સાથી) સાહેબો, તમે છેક ફાસ જાઓચ. મારી મરનાર બેહનોને ખાતર મેં આટલો વાર તમારી શરમ કીધીચ, પણ હું જોઉંચ કે તેમ કરવામાં મેં ને મારી આએ ગાએ જેવી દીકરીએ મોટી ભુલ કીધીછ. તમે મુંબઇગરા છેઓ, ને તેથી અમુને જંગલી ને ગામરયાં તરીકે હસી કહારી તમે સુધારાવારામાં ખપવા માંગેચ, પણ આવી હીનપસ્તીભરી બેઅદબી ને શરમભરેલી ઘેરસલુકાઇમાંજ જો તમારો સુધારો સમાયલો હોએ તો હું કેહુંચ કે એવા તમારા તકલીદી સુધારાપર આગ પરજો. સુધારો તો સાહલેસઇ ને સલુકાઇનો જોઇએ, સુધારો નીતી ને લાયકીનો જોઇએ, પણ આએ તમારા લેભાગુ અકરાટ ને ઇટરાટના સુધારાને તો અમારી તરફનો એક ગમારમાંગમાર દેહકાંની બી શરમાવશે; તમે પનીરવારા ને ગંડેરીવારા કેહીને આએ સેઠને હીણ્યાચ, પણ હું હીમ્મતથી કેહુંચ કે તમારાં કરતાં સેંહેકરો દરજજે બેહતર લાયકીવારા એ મારા મીત્તર મી૦ અરદેશરજી—

**અરદેશર**—(ગંભીર ગુસ્સાથી) નહીં, નહીં, મારૂં નામ અરદેશર બરદેશર છેજ નહીં, તેમજ એ લોક ધારેછ તેમ હું કોઇ પનીર, ગંડેરી, કે તરબુચ વેચવાવારો બી નથી, પણ હું તો મને પખાલચી કે કચરાપટીની નોકરી અપાવવા નીકરેલા આએ હેમકો જેવા હજારોને માથાંથી પગવેર વેચાતા લેઉં એવો આએ આખ્ખા માતબર મેહલનો એકલો પોતે માલેક છેઉં.

**ગુલાં**—(ઘણીજ અચરતીથી) એ ખુદા, કેટલું અજબ જેવું !

**મેહરજી**—ઓ ખુદા, એ સું માનવા જોગ છે ? અરે પણ તારે મારેથી તમારૂં નામ ને કામ છુપાબવાનું સું કારણ, મારા દોસ્ત ?

**અરદેશર**—ભલા મેહરજી, વહાલી ગુલ, મારૂં નામ અરદેશર નથી, હું તમારો દોસ્તજ નથી, પણ એક તમારો અંગત અતલગનો ખેસી છેઉં.

**મેહરજી**—ને તે કોણ ?

**અરદેશર**—તારો ભઇ !

**મેહરજી**—મારો ભઇ ?

**ગુલાં**—કોણ મારા કાકા ? (બાજુએ ખુરસીપર ફસડાઇ પડેછે.)

**અરદેશર**—(ગગલતે સાહદે) હા મેહરજી, હું તારો માએ જણ્યો ભઇ જાલેજર છેઉં.

**મેહરજી**—ઓ જાલેજર ! મારા બાપ સમાન ભઈ ! અરે આએ નહીં વકી રાખેલો હરખ મારી છાતીમાં માયો સમાયો જતો નથી. ભઇ, એક વાર ફરી મને ભેટ.

**જાલેજર**—એક નહીં પણ એક હજાર વાર ભેટસ, (પાછા ભેટેછે.)

**મેહરજી**—પણ ભઇ, તમારી આંખમાં આંસુ છે ! તમે તો રરોચ.

**જાલેજર**—હા બેરાદર, એ હરખનાં આંસુ છે, સંખબ હું ચાલીસ વરસે તુંને ગોદમાં ચાંપુચ.

**મંચેરશા**—(બાજુએ) તારૂં નખ્ખોદ જાએ રે, દુકતી ! આએ ઘેરમાં વાખા ચાલેચ તેવા વખતમાં તેં સું ધાન બગારયો ? રાંન એ ડોસાને પેલો મેહરજી ઓરખાવતોતો તારે મુંગી કાંય નહીં મરી રેહી ?

**નજાં**—ઓ વાએ ! તેને પનીરવારો ને ગંડેરીવારો બનાવી પખાલચીની ને કચરાપટીની ચાકરી તો તમે રખાવા નીકરયાતા, ને મને સું ગરે પરોચ ? હું તો થોરૂં બોલી. હું સું જાણું કે મુવું એમ થસે ? પણ તમે બોલવા પર આયા તારે તો જાણે ધરયા ધરાયાજ નહી?

**મંચેરશા**—તેમાં મારો સું વાંક ? હું તો કંઇજ બોલવાનો નહીં ઉતો, પણ આએ તેહમુરસની સુઝે હું તો બોલ્યો,

**તેહમુરસ**—એ એ કાકા, કોણુને ગરે પરેચ ? લાંબાની સુઝે ટુંકો જાએ, મરે નહીં ને માંદો થાએ, તેમ તારી સુઝે જરા તોર બતલાવવા જતાં સાંમઓ હું મરવા પડયો !

**જાલેજર**—કેમ મંચેરશા શેઠ, સું વમાસનમાં છેઓ ? બા પેલા મુંબઇમાં પખાલચીની જગા પરની તમારી ભલામનની ચીઠી આપીને સેવકને—

**મંચેરશા**—અરે તો-તો-તો-તોબરા--તોબા--સા સાહેબ-એવું—સું સું બોલવાનું ! હું દ-દ-દગલી-દગલીર—અરે દલગીર છેઉં, હુ ક-ક-ક કાબુલ-કાબુલ-થાઉંચ કે તમુ—ન ન ન નહીં-પી પી પીછોરી—અરે-પીછાની-ગેર-કાયદે- છુટ લીધી-ખરી—

**જાલજર**—એ દગલી ને પીછોરી લેઈ કાબુલ કંદહાર જવાની કંઈ જરૂર નથી બા, તમે તમારી હાલત સમજી ગીયાચ એજ બસ છે.

**તેહમુરસ**—ને તેમજ જાલેજર સેઠ, મારે વાસ્તે બી કંઇ દીલમાં બુરૂં લાવસો ના હો સાહેબ ? તમારા ગોલામ જેવા તાબેદાર છેએ. અમે તો બીલકુલ રમુજમાં બોલ્યા. નાજાં. શીરીન, આવો મામાજીને ભેટો

**જાલેજર**—(બાજુ) લુચ્ચાંઓ, ચલાવો તમારા ઢોંગ. તમારી ચંડાલ ચોકરીને હું સારી રીતે ઓરખી ચુકોચ. (મંચેરશાહ તથા તેરમુરસને) હં ! એમ છે કે ? (હસે છે,) ચાલો તારે તો હું બી તે મનમાંથી કાહારી નાખુંચ, આવો, બધાં મને ભેટો. (બધાં ભેટેછે.)

**નાજાં**-(જાલેજરને ઓવારણા લેતાં) ઓ મરૂં રે મારા મામાજી પરથી ! બધી એમની એમ ઓવરઇ પોવરઇને મરી જાઉં. અમે તો રાત ને દાહરો બાવાજી સાથે તમારીજ વાત કરતાં તાં, ને તમો દુશમેનને મુવેલા જાંનીને રોજ આંખ પાની ભરતાં તાં. કાંય બાવાજી હું રોજ રરતી કેની? (ભેટેછે.)

**મંચેરશા**—(બાજુએ) અરે હા રે, રોજના એક ડજન ટુવાલ ભીંજઇ જતાતા.

**શીરીન**—અરેરે, મને તો એજ અગમચેતી થયા કરતીતી કે અખ્ખઇ રહ્યા મામાજી જી નરઇ ભરેલા કેથેબી હસ્તા રમતા હોસે, ને આખરે તેમજ થયું.

**જાલેજર**—પણ સબર, જ્યારે બધાં મને એમ હરખ સમેત ભેટેચ તારે મારી દીકરી ગુલ કાંહ છે !

**ગુલાં**—(સાદાઇથી) અહીં છેઉં, કાકાજી. (આવેછે.) જારે મેં જાન્યું કે જેવનને હું કાકાજી કેતીતી તેવણ મારા સગા કાકાજ નીકરયા તારે જાંને હું હરખથી એકાંમ બની ગેઇ. કાકાજી, મને તમારા આશીશ આપો.

**જાલેજર**—જીવતી રેહે મારી દીકરી, જીવતી રેહે. આવો, હવે સરવે બેસો મારાં વાહલાંઓ, ને ગાયનના ખુશનુદ સરાદે વચ્ચે આજના આએ ખુશીભરયા હીંગામને પુરેપુરો ભાયગસાલી બનાવો ; દીકરીઓ નાજાં શીરીન, તમે કંઇ ગાઓ મારી ગાએ. જેવી દીકરી ગુલાંને તો મેં અવાર નવાર ગાતી જાબજા, સાંભરીચ, એટલે હવે એનાં ગાયનની

મને કસી નવાઇ નથી. પણ તમે મુંબઇગરાંઓ કેવું ગાઓચ તે સાંભરવાની મને હોંસ થાએચ.

**મંચેરશા**—હા, ગાઓ ગાઓ છોકરીઓ, મામાજીનો જીવ જીવતાં જીવત બેહેશતમાં જાએ એવું કંઇ સંભલાવો.

**નાજાં**—વારૂં જી, ગાઇએચજી, પણ બાવાજી, માસાજી, તમે બી હમારી સાથે ગાવા લાગશો કેની ?

**મંચેરશા**—તો, તો.

**શીરીન**—ગુલબાઇ, હમારાં શેહેરી ગાયન તમુંને તો નહીં આવરસે, પણ જો ખબર હોય તો તમે બી સાથે લલકારજો.

**ગુલાં**—વારૂં બેહેન, જો મને આવરસે તો હું મોટી ખુશીથી ગાવસ

નાજાં
શીરીન
ગુલાં } **ગાયન.**

તું ચાહે રબને બંદા ગર, તો ધર નેકીનું દીલમાં કર;
ને નેકીનો દમ હરદમ ભર, ના ગાફિલ બન તું બેખબર !
ના નેકી કર તું દમ ભર કમ, છે નેકીમાં તે રબનો દમ;
ના કામ આવે કોઇ હમદમ, ગા નેકીના ગુણ દમ બ દમ !

**કોરશ.**

છન નન છન ઘુમ છનૂમ, છન નન છન ઘુમ છનૂમ,
છન નન છન ઘુમ છનૂમ, છન નન છન ઘુમ છનૂમ,
છન નન છન ઘુમ છનૂમ, છન નન છન ઘુમ છનૂમ,
છન નન છન ઘુમ છનૂમ, છન નન છન ઘુમ છનૂમ.
છે નેકી અંતે તુજ રાહબર, ના કામ આવે માલો જર,
તે માટે ના તું જર પર મર, ગા નેકીના ગુણ અય બશર;
જન જર ધર પર ના મર તું ઠમ, એ ત્રણનો નાબસ કર તું ગમ;
છે રૌશન નેકીથી આ દમ, ગા નેકીના ગુણ દમ બ દમ !—છન.

**કોરસ.**

**જાલેજર**—(ગાયણ પુરૂં થવા પછી) ચાલો મારાં વાહાલાંઓ, ચાલીસ વરસે તમોને મલવાની તેમજ તમારી સાથ જમવાની મોજ બી મને ભોગવવા દેઓ, તેટલાં આએ ગાયણકારો બી કંઇ મેવો મીઠઇ ખાઇ વીસામો લેસે. (બધાં જાયછે. હીજો, ધનજી ને માંકો દાખલ થાયછે.)

**હીજો**—તમારૂં હત્યાનાહ થાએ તે તમે લોકે મને ફ્હાવી મારેલો. ઉં હું જાણું કે ઝીની એમ લેવરી ફીધેલી તેજ પાહા જેવો પઇહાવારો આપરો નવો હેટ નીહરો આવવાનો ? માંકા, બચ્ચા તેં બધાને ગરદન માયરા તો ?

**માંકો**—યે, પણ તીનું મને હું કેહતો આહે ? તીને અહેલા

તીવારે તો તમે, ને હવે ફ્હી પરેલા તીવારે નાનજી ભટનાઓ મને ગરે પરવા આવેલા કે ?

**ધનજી**—હા, પણ હીજા, તેને ખોંટો ને તાડી છેજનાર હઉ તો તું બોયલોતો કે અમે ? તેં અમુને અહાયવા તીવારે અમે તો અહેલા કેની ? થનારૂં થીયું. હવે તો હંધા હાથે મલી હલામ કરવા ચાલો.

**ધનજી**—જુઓ રે પોરાઓ, ઉં કેહું તેમ કરહો ?

**માંકો**—હું કેહની, જોઇએ ?

**ધનજી**—આપરે એ ડોહા આગર આજે એક ખતપત્તર લઇ જાઇએ, ખતપત્તર.

**હીજો**—હું ? ખતપત્તર ! અરે નીંહ, ધુર પથ્થર ! એનું હત્યાનાહ જાએ તે ખતપત્તર હાનું લઇ જવા નીહરેલો ? કંઇ એનો આગે મેહેલ એહેલ વેચાતો લેતો છે હું ? (બધા હસેછે.)

**ધનજી**--અરે યાર તમે હમજતા નથી જો. આપરે આગે મમભઇ તરફનાં પેપરોમાં વાંચતા નથી છે કે જેવારે હરકાર કોઇ મોટા મનીખને આંધરો બલ બનાવે—

**માંકો**—હું બનાવે ? આંધરો બલ કે કાંણો ગોધો, ? ખચ્ચર ગીયો આનરેબલ નહીં કહી મરે ને આંધરો બલ હાંનો બકી મરે !

**ધનજી**—તે હંધુ એકજ. તે આંધરો બલ બનાવે તીવારે તેને તીના મલતા વીહેકો હાથે મલી જે ખત પત્તર આપતા છે તે.

**માંકો**—અરે અરભંગ, તીવારે માન પત્તર બોલની ! ખત પત્તર ખત પત્તર કરી હું ભેજું ખાતો છે ?

**ધનજી**—તું નીંહ હમજે યાર, તે બધું એકજ. તારે ઉં એમ કેહું કે આપરે તે માન પત્તર લઇ જાઇએ ?

**માંકો**--અરે પણ તે માન પત્તર કરતાં કોણને આવરહે ? માનની પોરી કરતાં તો હંધાને આવરે, પણ એ માનનું પતર કેવુંક થાતું હોહે તે તો બલારત જાંણે !

**હીજો**—અરે પણ હમાલજો રે ? બોલોજ હાંમબેથી આવે. ખહી જાઓ પોરાઓ, હવે કોરા નખે કાહરતા !

**માંકો**—મારા બાપના, બાપ, કેવો હાદો માંદો છે ! લાગે તારે તો બબરચી, ને છે તીવારે કરોરપતી ! એ બી હું દુન્યાના ઢંગ દેહું!

(જાલેજર દાખલ થાએછે. નોકરો નમી નમીને સલામ કરેછે.)

**હીજો**—મુ-મુ-મુ-મુરબી હાબને ગો-ગોલામો પગે લાગતા છે.

**જાલેજર**—ખુદાને પગે લાગો, હું તો તેનો એક પેદા કીધેલો બદો, ને વરી તારી છેજનાર ખોંટો છેઉં.

**માંકો**—(બાજુ) હાએ ! હાએ ! માયરા તો ઠાર!

**ધનજી**—(પગે પરીને) હાએબ હમારો એટલો ગુનાહ માફ કરો

**જાલેજર**—ગુનાહનો માફ કરનાર તો કીરતાર છે, પણ આજ કાલ આપરા લોકમાં એજ ઘણું વધી ગીયુંચ કે પગ તરે બરે ને લંકા હોલવવા જાએ, તેમ પોતાની હાલત ગમે એવી કંગાલ છતે ખોટી શીસ્યારી ને ખાલી અભીમાનથી પારકાંની નીંદા કરવા જરાક બી ચુકતાં નથી. પણ હવે તમોને ચેતાઊંચ કે ફરીથી કાઇ ગરીબને હીની તેની હસી કરવા આગમચ તમો પોતાની હાલતનો વીસ વાર વિચાર કરજો. ચાલ્યા જાઓ તમારાં કામપર—[નોકરો નમી સલામ કરીને જાયછે.—ગુલાં આવે છે.]કાંય દીકરી, પાછલાં દીવાંનખાનાંમાં ગાયનની ખુશ મઝા મુકી અહીં કાંય આવી ?

**ગુલાં**—કાકાજી, મુઇ મારા જીવને ચટપટ થયા કરેચ કે તમે બધાંને નોતરયાં, ને કાઉસને કાંય નહીં તેરયો ? તેને તો તમારે વરે ખબર બી નહીં હોસે ?

**જાલેજર**—દીકરી ગુલ, કાઉસનો ખ્યાલ તારાં દીલથી દુર કર. તું એ ઝેરી સાંપથી કમકમીને હવે દુરજ રેહજે.

**ગુલાં**—કાંય, કાંય, કાકાજી, એમ કાંય !

**જાલેજર**—દીકરી ગુલાં, એ બદમાશ કાઉસ પરણેલો છે, ને તેની પત્નીી બઇરી થતી કોઈ નસકારી નોસાકરી દુકતીને મેં નજરે નજર જોએલી છે.

**ગુલાં**—(ગભરાઇને) ઓ કાકાજી, એ સું કેહોય ?

**જાલેજર**—હા બેટા. મેં મારી આંખે જોઈ તારેજ મારી ખાતરી થઇ, ને તેથીજ મેં તે નાપાકને કામનું જુઠું બાહાણું કાહરી તારાથી સદાનો દુર કીધોચ. હવે તે તુંને પાછો મલનાર કે તારે રસ્તે આવનાર નથી, વાસ્તે ફરી કેહુંછ દીકરી, કે તું એ કારા નાગથી દુરજ રેહેજે.

**ગુલાં**—ઓ કાકાજી ! હું તમારો સું ગુણ ગાવસ ?

**જાલેજર**—દીકરી, તે ગુણ તે બ્યાજ સીકે આગમચથીજ વાલ્યોચકે હવે દીકરી, મારી તુંને સલ્લાહ છે કે એવા એક જુઠ્ઠા દગલબાજના પ્યારની નાસીપાસી માટે જરા બી ગમ કરવો સજાવાર નથી.

**ગુલાં**—ખરૂં છે કાકાજી; એવા એક બદમાસની મોહબતની નાસીપાસી માટે જરા બી ગમ કરવો એ બી એક મોટામાંમોટું પાપ છે.

**જાલેજર**—બરાબર છે મારી દીકરી. પણ હવે એ વાત જવા દે, જો સાંમબેથી તારા બાવા ને ફુવાઓ આવેચ.

(મેહેરજી, મંચેરશા, તેહમુરસ તથા નાજાં, શીરીન દાખલ થાએ છે.)

**મંચેરશા**—મુરબ્બી, હવે તાબેદારોને રજા છે?

**જાલેજર**—નહીં દોસ્તો, તમો તથા ભાઇ તેહમુરસજીએ તો પોતાની બેટીઓ સાથ જરૂર મારાં ગરીબ મુકમાપર વધુ નહીં તો એક અઠવારીયું બી રહીને મને ખુશી કરવોજ પરસે.

**તેહમુરસ**—જેમ મુરબ્બીની મરજી, જેવો સાહેબનો હોકમ, તાબેદાર છઇયે.

**મંચેરશા**—સાહેબ જેવા અમોને ચાહોચ તેવોજ તે પાક પેદાનો કરનાર પરવરદેગાર તમોને પોતાના જર ખજાનાથી ચાહે સાહેબ.

**મેહરજી**—ભાઈ, તારે મને રજા છે?

**જાલેજર**—હા, બેરાદર, હું તુંને રાખવાની ઓંહોસ કરતો નથી. તમારૂં મકાન એટલું પાસે છે કે હું તમુંને ને તમો મને ચાહસો તારે મલી શકસું, માટે પધારો, રજા સાહેબની.

**ગુલાં**—ચાલો કાકાજી હું જાઉંચ. ફુવાજી હું જાઉંચ હ. નાજાં-માએ શીરીનબઇ, રેહવો માએ. (મેહરજી ને ગુલાં જાય છે.)

**જાલેજર**—સેઠયાઓ, ઘેર તમારૂંજ છે, જરા બી જુદાઇ જાણુતા ના. નાજાંમાએ, શીરીન, જાઓ દીકરા, એ ઘરી મેહેલમાં ફરી હરી જીવ ખુશી કરો.

**નાજાં**—કંઇ નહીં જી, જઇએચજી.

(મંચેરશાહ તેહમુરસ, તથા નાજાં શીરીન જાએછે.)

**જાલેજર**—(એકલો.) ખુદાનું કામ ખુદા કરેચ! હવે મારા આએ એ બંધેવીઓ ને ભાણેજોની જલદી વધુ તપાસ લેઇ લેવીચ, કે જેથી સઉ સઉને તેમની લાયક કીમતમાં નવાજવાને બની આવે. આદમી કરતાં વખત વધારે બળવાન છે. જીંદગીનો પલનો ભરોસો નથી, ને તેથી જો એ મારી ફરજો હું જલદી અદા કરી રેહવસ તો પછી આએ દમ ખુશી સાથ તે કીરતારની દરઘાહમાં રવાના થશે. (જાયછે.)

## પ્રવેશ ૨ જો.

(માતબર મેહલનો એક બાગ. મંચેરશા ને
તેહમુરસ વાત કરતા દાખલ થાય છે.)

**તેહમુરસ**—પણ ડીયર મંચી, તુંને નહીં અજબ લાગતું કે એ પોંહચેલા પાહવને ચાહી ચીતીને આપુનેજ એક અઠવાડયું અહીં રાખ્યા, ને પોતાના માએ જણ્યા ભઇ ને પેલી દુકતીને એક બોલે રજા આપી ઘેર જવા દીધાં ? (જાલેજર આવીને છુપાએ છે.)

**મંચેરશા**—પણ તેમ તે લોકો ધકેલા ખાતાં રોજ આવી મરશે કેની ? વરી નથી કાંહ આવવાનાં જે તેની વાત ?

**જાલેજર**—(બાજુ) પણ તેનાં તમારી આંખમાં કેમ મરચાં વટાયાં?

**તેહમુરસ**—હું તો ધારૂંચ, યાર, કે એ ડોસો મેહરજી કરતાં આપુને હવે વધુ ચાહેચ.

**જાલજર**—(બાજુ) તારે, તારે, તમારા વગર તો ગરે ભુક બી ખુટેચ.

**મંચેરશા**—હા રે યાર એમજ, કેમકે તુંને ખબર કેની ? જમી ઉઠવા પછી મોહબત ને મમતાથી એ ઢાંખરાએ તો આજે વરી મારી નાણું સંબંધી હાલત બી પુછી !

**તેહમુરસ**—અરે બાપુ તેમ તો મને બી પુછી, ને તેથી હવે મને તો લાગેચ કે એ પોતાની સઘલી દોલતના સરખા બે ભાગ કરી તુંને ને મનેજ આપી જસે, ને બીજાં બધાંઓને વાપર વખાતાંજ રાખસે.

**જાલેજર**—(બાજુ) એ કાંહ મરેચ ? બચ્ચા ભરોસે ભુખો રેહસે ભુખો ! આંવાં ઇજદનાં પાણીએ મોંતુ ધોઇને આલુનાં પાતરાંની કોથરી લાવજે, કે તેમાં વાલકેસરના નહીં તો માણેકજી શેઠના ડુંગર પરના ભરી આપસ.

**મંચેરશા**—એ આપુને બધું આપે એમ તો છેક અંધેર નહીં થાએ. થોરૂં થોરૂં અભેંટાં તભેટાંઓના કપારમાં બી ડાહમ તો દેસેજ, પણ અંગ્રેજીમા જેને લાયન્સ શેર કેહેચ તેમ મોટો ભાગ તારો—

**બંધે જણ**—ને મારો થસે. (તાલી લેછે અને હસે છે.)

**જાલેજર**—(બાજુ) મારો તો નહીં થસે પણ બચ્ચાજીઓ મરો તો થસેજ.

**મંચેરશા**—પણ વારૂં ટોમ, એ ઘરડા ધુવરે તુને તારી નાણું સંબંધી હાલત પુછી તારે તેં સું કહયું ?

**જાલેજર**—(બાજુ) સું જબામાં શીરી છે ! "ધરડો ધુવર?" ખાધેલું નીમખ હલાલ કરેચ ખરો.

**તેહમુરસ**—લે વરી સું કહયું ! જાણે માએ બાપ તરતનાંજ બેઉ સાથે મરી ગીયાં હોએ તેમ હું તો ખાસ્સો એક પાણીનો હાંડો ભરાય એટલું ડુસકે ડુસકે ને ડચકે ડચકે રરયો ને રદન કીધું. મકુંજે તમારી બેહન થતી નથી મરી ગેઇ પણ સાથે મને મારી ગેઇ, ને મારે માંથે કરજના ટોપલા મુંકી ગેઇ.

**જાલેજર**—(બાજુ) મરનાર તરફની ફરજ તો ઠીક અદા કરેચ !

**મંચેરશા**—વાહ, આબાદ, રામબાંન જાંણે મારૂંજ કેહવું ! આપરે તો પોરીના ચાર ચોખા પારી આપવાનુંબી ફુટયું નથી કરીને ધાહ પરયાચ. એ મસે જે બસો પાનસો ઝટે તે ખરા.

**જાલેજર**—( બાજુ ) કાટલી લઇ ગલી ગલી ભીખ કાંય નહીં માંગતા ! નહીં તો ઉધરાનું કાંય નહીં કરતા ?

**તેહમુરસ**—પણ મંચી, એ ડોકરો મરસે કાહરે ?

**મંચેરશા**—કાલે પાછલી રાતે.

**જાલેજર**—(બાજુ) મારૂં આવસે તારે હું તો જવસ, પણ તું જીવીને કાંદાની ન્યાત જમારજેની !

**તેહમુરસ**—એ નખ્ખોદ ગીયો નહીં મરસે કે નહીં માંચરો ખાલી કરસે, ને બધાંને હોરા તણાવયા કરસે.

**જાલેજર**—(બાજુએ) તારૂં જો ચાલતું હોએ તો પાંજરાપોરમાં મુકી આવ.

**તેહમુરસ**—જો મંચી ( કાનમાં ) મારૂં માંને તો આજે એને કંઇ પાઇને પોહરાવી દેઇએ, કે નહીં તો આજે છે બી નવરૂં, ડોકરો રાતે ઘોંટાય તારે— ( ગરૂં દાબવાના ચાલા કરેછે. )

**મંચેરશા**—શું ટોટો ઓટો ભચરવાનો વીચાર છે કે ! પણ તેમ કરવાનું કંઈ કામ નથી. મને તો શક છે કે એ ડોસાએ જેટલાં વરસ કાહરયાંચ તેટલા હવે દાહરા કાહરે.

**જાલેજર**—(બાજુ) કેથા કદરના કોથરાજ છે ! ખલીરની કાંની ડોકાં તાંની મારો તાકો ધરી થવાનીજ વાત જોએચ !

**તેહમુરસ**—કાંય, કાંય તે કેમ ?

**મંચેરશા**—તુને ખબર કે ની ? હું તો આજે બપોરનો માજનું જોઉચ કે એને તો કેથો ખહીનો મરજ દેખું ! ખોં ખોં કરયાજ કરતોતો.

**તેહમુરસ**—કાલે મરતો હોએ ને જો આજે મરે તો હું તો ઉદવારે માંચી ચહરાઉં.

**મંચેરશા**—ને હું તો આંવા યજદ નારયલ ને ફુલ સાકર ચહરાઉં.

**જાલેજર**—(બાજુ) છાતી કે છાતો ? જીવતાં જીવત તો લાયકી કરેચ પણ મારા મુવા બાદ બી લાએકી કરસે ખરા! પણ કંઈ નહીં, એ સુદ્ધ ફુટેલાઓ મને ઠોકીઠાકીને ખહીનો મરજ આપવાજ બેઠાચ, તો હું બી તેજ ચરત ચલાવી એ બદમાશોને બેહેકાવસ.

**મંચેરશા**—અરે પણ વારૂં એણે પોતાનું વીલ કીધું હોસે!

**તેહમુરસ**—નહીં કીધું હોસે તો હવે સાંજસહવાર કરસે ખરો! કારણ એણે મને આજે એમ બી કહ્યું કે ભઇ તમે તમારે ઘેર જાઓ તે પેહલ્લાં મને તમારી સલ્લાહ લેવીચ.

**મંચેરશા**—અરે ત્યારે તો મને બી એમજ કહયુંચ!

**તેહમુરસ**—પણ વારૂં, તું ધારેચ કે વીલમાં પેલા કાઊસને એ કંઇ ઝાંસસે ?

**મંચેરશા**—એક ફુટી બદામ બી નહીં. તેના પર તો એને ભારી કેહેર છુટેલો છે, ને તેમાં વરી સેવકે ખુબ મરી મસાલો ભભરાવ્યા કીધોચ.

**તેહમુરસ**-તેમ તો વખત મલવે હું બી કંઇ ચુકયો નથી તો.

**મંચેરશા**—પણ સંભાલ, ફેરવી તોલ, પેલો કાતરયાંનો ઘસેલો સાંબેથી અહીંજ આવેચ. (જાલેજર ખુબ હાંસતો દાખલ થાએછે. બેઉ જણા નમીને સલામ કરેછે.)

**જાલેજર**—કેમ દોસ્તો, સું ગપ્પા ચલાવી રહયાચ ? આવો મને તમારી સાથ કંઇ કામ છે?

**તેહમુરસ**—સાહેબ, સેવકો પર ઘણી મયા રાખોચ. હમણાં મંચેરશાં સાથે હું તમારીજ ગેઇ ગુજરીનો બરાપો કરી આંખ પાણી ભરતોતો.

**જાલેજર**—અં: નહીં એમ વખત બે વખત આંખ પાણી નહીં ભરીયા કરયે બા.

**તેહમુરસ**—ખરૂં કેહુંચ મુરબ્બી, જાહરે હમે યાદ કરયેંચ કે તમારાં બેહનો-ગુરૂથમાન બેહસ્ત તેઓનાં પાક રૂહને—બીચારીઓ તમારીજ ટગર કરી કરીને મારગે લાગી તારે અમારી છાતી ભરાઇ આવેચ, (રરતાં) ને અમારીથી રરયા વગર રેહવાતું નથી, સાહેબ.

**મંચેરશા**—અરે યાર, વૂરી તમે એ વાત કાંય કાહરી તેહમુરસ ? વરી મારો જીવ ઘભરાઇને છાતી બાતી બેસી જસે તો ?

**જાલેજર**—સાહેબને કંઇ છાતી બેસવાની તેપ બેપ છે કે ? અરે તારે તો એ વાત રેહવાજ દેઓ. ઘેરમાં વખતે પલાસતર મારવાની રાઇબાઇ નહીં હોસે તો આબદા જેવું થઇ પરસે. દોસ્તો, હવે હું તમો બેઉ સાહેબોની એક વાત પર સલ્લા પુછવા માંગુંચ.

**મંચેરશા**—પુછો સાહેબ, પુછો.

**જાલેજર**—મકું જે હું જીવી જીવીને કાંહાં સુધી જીવસ. (ઠોંસેછે) આએ મને ખહીનો રોગ તો લાગુ પરી ચુકો !

**તેહમુરસ**—અરે નારે, નારે સાહેબ, એ જીવલેન દરદ તમારા દુશમેનને બી નહીં થાએ.

**મંચેરશા**—ખોદા તમોને અમો નાવારેસોનાં માંથાપર સો વરસ સલાંમત રાખે; પણ પેલી સું વાત સાહેબ ?

**જાલેજર**—તમે અહીં વેર તજદી લેઇ આજે મને માન આપયું, તે મારાપર ઘણી મેહરબાની થઇ, કેમકે એ ટુંક અરસામાં બી હું તમો સેઠયાઓની ઘણી લાએકીની વાત ને ચાલચલણ જોઇ તેમજ જાણી શકયોચ, ને તેથી હવે તમો સાહેબો અતરેથી પાછા સીધારો તે પેહેલ્લાં મને મારાં વસીયત બાબે તમો બેઊ સાહેબોની સલ્લાહ જોઇએચ. (મંચેરશા અને તેહમુરસ ખંખારે છે) મકું જે હું એમ પુછું કે આપરે વીલમાં કાઉસનું કંઈ નામ પારયેં કે અખારા બેહદીન કાઉસજ કરીએ ?

**તેહમુરસ**—અરે અખારાજ કરી જાઓ, મેહરબાંન ! તેને પઇસા આપીને સું વધારે બગારી નાંખવોચ કે ?

**મંચેરશા**—કંઇ સાહેબ સાહેબ કરો ! તે લુચ્ચાને પઇસાની જરૂરજ સું છે ? અરે ઉલટો પઇસા મલતાંજ તે છે તેમાં પુરો બેહકીને બગરી જસે.

**જાલેજર**—બરાબર છે, હું બી એમજ ધારૂંચ. ચાલો તારે એનું તો પત્યું. ( ઠોંસે છે ) પણ હવે મેહરજી ને ગુલ વીશે સું વીચાર છે ?

**તેહમુરસ**—જો સાહેબ મારૂંજ મત પુછો, તો હું તો કેહુંચ કે જો તમારી જગે હું હોઉં તો એ બીચારાને કંઇ નહીં આપું !

**જાલેજર**—એમ ! કાંય વારૂં ?

**તેહમુરસ**—જોવ સાહેબ, એ લોક બીચારાં ગામરેનાં ગામરયાં; ને ગરીબઇ ને સાદાઇમાંજ એ લોકનો જંનમ ગીએલો. હવે ગરીબ માણુસો પોતાની ગરીબઇમાંજ સંતોશી હોએચ, તેઓને પૈસા આપી

લાલચ ને લોભમાં ગીરફતાર કરવાં એ જાણી જોઇને તેમનો સંસાર ઉંધો મારવા સમાન છે.

**મંચેરશા**—તેહમુરસનું બોલવું બરહક ને બોલે બોલ રાસ્ત ને દરોબસ્ત છે.

**જાલેજર**—મારાં ભેજાંમા બી તમારી રાસ્ત ને દરોબસ્ત સલ્લાહ ઉતરેચ ખરી; તારે હવે બાકી રેહયા તે તો તમેજ નેકનામો, ને તમારીજ તાલીમ ને તરબીએતથી ઊધરેલી તમારા જેવીજ લાયકીવાલી તમારી એ બેટીઓ.

**તેહમુરસ**—હા સાહેબ હા, બસ બે ને બે ચાર.

**જાલેજર**—હવે ત્યારે હું કાલ ને કાલ મારૂં વીલ કરસ.

**મંચેરશા**—હા જી, જોઇએ તો કાલે કરો, જોઇએ તો આજે કરો, બધું સરખુંજ છે.

**જાલેજર**—હા બપાવા, હું કાલે જરૂર વીલ કરી નાંખસ, જેમાં તમો બંધેની ખાતરીજ થઇ જાએ ને તમો બેઉ સાહેબો જીવો જાગો તહાં સુધી મને યાદ કરો તેવુંજ તમારૂં નામ પારસ, તે વીસે તમે બીલકુલ બેફીકર રેહજો. ચાલો આવો સાહેબો, અહીં બાહર જરા ફુંક વધારે નીકરીચ, તેથી અંદર જતે ને જરા બ્બબો લેતે.

( જાલેજર આગલ ચાલે છે, મંચેરશા અને તેહમુરસ નાચતા કુદતા અને એક એકને તાલી આપતા પાછળ ચાલે છે, જે જાલેજર બારે ડોલે જુએ છે.)

---

## પ્રવેશ ૩ જો.

( ખરશેદજી ખાન્દાનીનાં ઘેરનો એક ઓરડો, વચમાં એક ફરતાં બારણાંવાલો ઓરડો. ટેબલ, ખુરસી વિગેરે મધ્યમ ફરનીચર. બેહરામ ફિરિંની વિચાર કરતો દાખલ થાય છે.

**બેહરાંમ**—એના સેથીઆનોંસ જાએ, હવે તો ખેરૂંખેરા બેથા આખ્ખા મેંમભઇ જેંગલી છે, ઊં ઉરમુજી ઘેલુરીને થેરવા ગેઇ, ફ્રન થે મારી સાથ નેંઈ ઓવી. થે મેને ખેએચ, "ઉરૂન જેંગલી છે. થું થેરેચ ઉં નેઇ ઓવેચ, થારા સીથ થેરેચ ઓવેચ." થારે આજે મેં ખીખલાને થાલ ખેરી મોખલીચ, થે પેથાવી શેંમજાવીને લોવેચ.

( હોરમજી ઘડીયાલી કીકલા સાથ દાખલ થાય છે. )

**કીકલો**—આવો છાબ આવો. લે બેહરાંમ, હોરમજી ઘરીઆલી આવેલા.

**બેહરાંમ**—એ ઘેલુરી, ઉં થેરયા થું નેંઈ આવી, ને હવે ખીખલા થેરયા થું એમ આવી? થું થેંના જેંગલી છે!

**કીકલો**—અરે એ અરભંગ, એ છું કરતો સે? હું છેટને જેમ તેમ મનાવી લાવેલો તીવારે એવણ આવેલા, ને તું છેટને જંગલી છાનો કેહતો સે? કેથો અકકલનો ઓથમી સે, ઓથમી.

**હોરમજી**—જોવો રે એ ઉજબખો, કામ જોઇને મારૂં જે બીલનું બીલારૂં થસે તે તમુંને આપવું પરસે હં!

**બેહરાંમ**—અરે થું ભીલારાંને સાના રરેચ? થું મારાં ખેમ ખેરેચ, ફેછી ઉં થુંને થોપલા ભેરીને બીલારાં લોવી ઓફેચ.

( હોરમજી હસેછે. )

**કીકલો**—કંઇ નીંહ છાબ, ઇ તો બસારો જંગલી સે. ગરીબ મનીખની સાકરી જાતી રેહતી સે, તીને કરીને એટલું ઘરયાલ છમુ કરી આલો, તીનો જે ખરચ થાછે, તે ઉં ઇની પાછેથી અપાવા. તમારા પઇછાનો ઉં જામીન, પસી કંઇ?

**હોરમજી**—ઠીક છે! પણ બેહરાંમ, ઘડીઆલ તારે હાથે કેમ કરતાં ભાગું?

**બેહરાંમ**—અરે થોરી, થું બી કેથા ગેરેફરૂ થેર છે! ઉં સુ ખેરવા ભોંગેચ? થે ફોથાની ખુસીથી ભોંગી ગેઇ.

**હોરમજી**—( પાઘડી કાઢીને પાસેની ટીપાઇપર મુકતાં ) વારૂં ચાલ, બતાવ, તે તારૂં પોતાની ખુશીથી ભાગેલું ઘડીયાલ કાંહ છે, જોઉં?

**બેહરાંમ**—મારી ફેછવારે આવ. ઉં ધેખારેચ.

(બેહેરાંમ તથા હોરમજી જાયછે.)

**કીકલો**—છારૂં થીયું કે છેટ ઘડીયાલ ભાયગું ને ભાયગું બાહાર ગામ જાતા રીયેલા. જો દીઠામાં આવતે તો પંસાતીનું કામ થાતે, ને નીંહ ઉતો ઉં બી આપદામાં આવી જાતે. (બેહેરાંમ આંવેછે.)

**બેહરાંમ**—અરે ખીખલા ખીખલા, ઘેલ્યુર એંઇ થેંના નેંથી ભોંગી જો! ઉરસુજી ખેઇ ખે એનાં ખેમાંન થુથી ગીયા, ચેખ્ખર ફુથી ગીયા, ખાચના ખેટખા થઇ, ને ફારૂંરમ ભેચરઇ ગેઇ. ભેસ! એટલીજ ભોંગી.

**કીકલો**—તાંણે અવે આખ્ખું તે છું રીયેલું? (હસેછે.) બધું તો છાતરે છાત કીધેલું, ને હજી તો ઓસું પરતું સે! પણ જો બેહરાંમ, છુરતથી મારી કીકલી ને ભાણકી આવેલી સે.

**બેહરાંમ**—બોન આવેલી છે ?

**કીકલો**—મારી કીકલી ને ભાંણકી.

**બેહરાંમ**—થારી ખીટલીની બોણ ?

**કીકલો**—અરે કીટલી છાંની બરીસ જો ? મારી કીકલી. જો કી-ક-લી.

**બેહરાંમ**—અરે હા, ફન ખી-ખ-લી થારા સું થાએચ થેં ઉં નેંઇ સેમજેચ તે ?

**કીકલો**—અરે મેર રાંનના, મારી કીકલી બી નીંહ જાંણતો સે? મારી કીકલી તે મારા છછરાની પોરી ! મારી બઇરી આવેલી સે, તીને હું મલવા જાતો સું, વાછતે ઘડીયાલી છાત તુંજ છટલ કરી મેલજે.

(કીકલો જાયછે, ઘડીયાલી ઘડયાલ બગલમાં મારી દાખલછે)

**હોરમજી**—બચ્ચા બેહરાંમ, જેમ તારાં બાઇનું નામ ધન છે, તેમજ આએ ધરીયાલ તારા શેઠનો ઉત્તમ ખજાનો ને ધન છે હં !.

**બેહરાંમ**—ફણ એવે થું એ બેજાનાના ધેનને સું બેરેચ ? બોં લેઇ જાએચ, થે બેહની ?

**હોરમજી**—હું એ લઇ જાઉંચ. તું કેહેચ કે તારો સેઠ તો ચોથે દાહરે આવસે, તારે તેની આગમચ પરમ દાહરે તો હું એ પોંહચારી જવસ.

**ખરશેદજી**—(અંદરથી) બેહરાંમ, ઓ બેહરાંમ ?

**બેહરાંમ**—(ઘણોજ ઘભરાઇને) અરરર ! બોંના ખરાબીના બુરદા ? સીથ તો ઓજેજ ફાઇી આવી !

**હોરમજી**—લે તારે તો ઘડીઆલ રેહવાજ દે. હું તો બા જાઉંચ.

(ઘડીયાલી જે બાજુથી સાદ આવેછે ત્યાં જવા કરેછે.)

**બેહરાંમ**—(તેને અટકાવીને) અરે એ જેંગલી તાં બોં મરેચ ? એંઇથી તો સીથના સોહધ ઓવી ! અરરર ? એવે સું ખરેચ !

[બેહરાંમ હયાંથી તાંહાં દોરતો ફરેછે.)

**હોરમજી**—પણ નખ્ખોદગીયાંના જણ્યા, તારે તે નહીં જોએ તેમ મને પસાર કરી દેની, નહીંતો મને નક્કારૂં લાગસે ! અરરરર, હું કાંહ આએ આપદામાં પરયો !

**બેહરાંમ**—એઇ ઉરમુજી ઘેલુરી, થું આએ ઓદ્ધામાં ભેરઇ જાએચ

(ઓરડો દેખાડેછે.)

**ખરશેદજી**—(અંદરથી) બેહરાંમ, એ કાંહ મરી ગયો ?

**હોરમજી**—(ઓરડો જોઇને) પણ એ તો કોઇનો સુવાનો ઓરડો છે.

**બેહરાંમ**—અરે સુવાના ને વેરીયારીના છે થેમાં થારા ભાપ દાદાના સું નેખ્ખોદ ગીયા ! એ થો મારા બાઇના ઓઢ્ઢા છે, (હોરમજી અંદર ભરાએ છે.) એઇ ગેલુરી, થું અંધરથી અધગરી ધેએચ, ને ઉં થુંને સાધ મારેચ થારેચ થું બહાર આવેચ, ચાઆલ, અરે ફૂણ સીથ ઓવી. (ખરશેદજી દાખલ થાયછે.)

**ખરશેદજી**—કેમ રે હરાંમખોર, હું સાહદ મારી મારીને થાકો તે જવાબ કાંય નહીં દીધો ?

**બેહરાંમ**—સીથ, હું ધેનાં ખોમમાં ઉથી.

**ખરશેદજી**—સું આખ્ખાંને ભાંજીને ભાંગેલાંનું આખ્ખું કરી મરતોતો કે સાદ નહીં અપાયો ! [ખરશેદજી પોસ્તનાં કાગલો વાચેછે.]

**બેહરાંમ**—(બાજુ) ભાપરે, એણે ખેંમ જાન્યા કે હું ભોંગેલાંના આખ્ખા ખેરથીથી ! (ધડીયાલી અંદરથી છીંકે છે તેથી ગભરાઇને) અરે એઇ ધેલુરી, વેરી થુંને સેરખેમ સાના થેઇ ? એ છીંકી સાંના મરેચ ? મુંગા રેહેની. (અંદર જાય છે.)

**ખરશેદજી**—ઘણુંજ અજબ જેવું. મારી ગેરહાજરીમાં મારી ટેબલ પર એકઠાં થયલાં કાગજોમાં આએ એક નનામું કાગજ કંઇ નવુંજ અજવાલું નાંખેચ. (વાંચેછે.)

"આએ બીના લખી હું તમારો છુપો દોસ્ત તમુને ખબર આપુંચ, કે તમારી ધણીયાંણીની હીલચાલો શક ભરી છે, વાસ્તે ચેતેલા રેહેજો."

(વિચાર કરીને) છટ, છટ, જાંહાં છે તાહાં આએ કોઇ પેટના બરેલાનું કાવત્રં છે. મારી ધન જેવી પાકજાદ અબલા માટે એક બી બુરો ને ખોટટો ખ્યાલ વમાસવો, એ મરગરજાન ગુનાહનું કામ છે. ખરેખર, નીચ નીંદાખોરોનો તો જેમ જીવતાં તેમજ મુવા બાદ બી દોજખમાંજ ઠાર થજો. મારી ધન તો મારો ખરો ખજાનો ને મારૂં ધન છે.

{ એજ વખતે બેહરાંમ પાછો આવે છે, અને ખરશેદજીના છેલ્લા બોલ સમજી ચોંકેછે.

**બેહરાંમ**—સેથીઆ નોસનાં ફોંજી ! એના ખેજાનાના ધેન તો ભોંગી ગેઇ, ને એ સું ખેહી મરેચ ?

**ખરશેદજી**—લાવ તારે તો હું જઇને ધનને આએ કાગજ બતાવીજ દેઉં. (ઘડયાલી ભરાયો છે ત્યાં જાયછે.)

**બેહરાંમ**—(બાજુ) અરે યે થોં બોં જાએચ ! થોં તો ધેલુરી ભરાયલીછે !

**ખરશેદજી**—(બારણાંને આંચકો મારી ) કોઇ દહાડે નહીં ને આજે બારણું બંધ કેમ છે ? બેહરાંમ ?

**બેહરાંમ**—જી સોબ.

**ખરશેદજી**—તારાં બાઇ અંદર સું કરેચ ?

**બેહરાંમ**—ખેપરોં ભેદલેચ, સોબ.

**ખરશેદજી**—કપરાં બદલેચ, કેટલો વાર થયો ? પા કલાક થયો તો હું આયોચ.

**બેહરાંમ**—હા સોબ, આજે સેરખસમાં જેવાની છે કેની તે ખેબતમાં જેથલાં ખેફરોં છે થેથલાં બેદદાં એખદમ ભેદલેચ.

**ખરશેદજી**—એ ચરેલો સું બકી મરેચ ? (બારણું ઠોકીને) ધન, ઓ ધન, સાંભરેચ કે ડીયર, હું આયોચ જો.

**હોરમજી**—(અંદરથી) અરે કાંય કાંય બેહરાંમ, સું કેહેચ ?

**બેહરાંમ**—ધેના જેંગલા છે ! ઉરમજી ધેલુરીને નેંઇ હોંખ મારેચ ને ધેન ધેન સેનાં ખરેચ ! ( ખરસેદજી બારણાંની ફલમાંથી જોઇને ધભરાએ છે. )

**ખરશેદજી**—અરે પણ અંદર તો કોઈ ભુટવારો બીરાજીયોચ !

**બેહરાંમ**—(બાજુ) અંદર ભુતમામા બીરાજીયાચ !

**ખરશેદજી**—બેહરાંમ ? (ટીપાઇપર ઘડીયાલીની પાઘરી જોઇને) અરે પણ આએ પાઘરી કોણુની ?

**બેહરાંમ**—(ધભરાઇને-બાજુ) અરે થારા ભાપ ધોજખમાં જાએ રે ધેલુરી ! અરે એ ધેરના ખાધા ખેથા ફોગરી એંઇ મુખી ગેછ ! (શેઠને) સેથ ઊં નેંઇ જોંણુચ, ખે એ ખોંથી ઓવી. ઊં સેમજેચ એ ફોગરી એંઇ ખેથા ભુલા ફેરયાચ. ( પાઘરીને ) એઇ બોલ, થું ખોંથી ઓવી ?

**ખરશેદજી**—(શકથી) તારે તો ખરેખર કંઇ વઘતીનાં લખ્ખન છે ખરાં ! કંઇ બી કારૂં ધોરૂં છે, આએ નનામું કાગજ ખરૂં પરવાનું છે કે સું ? ( માથાં પર હાથ ફેરવી ) મારી પાઘરી તો મારે માંથેજ છે, તારે આએ કોણુની ? એ મારી પાઘરી છેજ નહીં, હું એવી પાઘરી પેહરતોજ નથી ! ઓ ! જો કંઇ તેવું કસું હોસે તો હું ઘેરનાં એકેએકનું ખુન કરસ.

**બેહરાંમ**-(બાજુ) અરરર થોરી ! ધેલ્લુરને વરે ભેદદાનાં ખુન થાયચ.

**ખરશેદજી**—હજી બી હું બારણાંની કલમાંથી જોઉં તો ખરો ! (જોઇને) નખ્ખોદ પર નખ્ખોદ ! અંદર તો કોઇ કારા ડગલાવારો ભરાયલો છે ! બસ થઇ ચુકું, આએ તેનીજ પાધરી છે. ઓ મારો જીવ ધબરાએચ, મને ઉકરાટ થઇ અકર વકર થાએચ.

**બેહરાંમ**—સીથ ભેસ, ભેસ, થારા જીવ ધેબરાએચ થો મેં ફેંખા લાવેચ. (જતાં યાદ આવવાથી) અરે પણ ફેંખા તો અંદર રેઇ ગેઇ ! ઉભા રેહે, સુઉફ્રા લોવેચ.

(જવા કરેછે.)

**ખરશેદજી**—પણ હવે સું કરૂં ? સું બારણું ભાંજું ?

**બેહરાંમ**—( બાજુ ) અરે એ બાનાં ભોંગેચ થો ફેલો ગેલુરી ફેખરઇ જાએચ ! (ખરશેદજીને) સીથ સીથ ઉભો રેહે, હું ફેછવારેના બારીથી અંદર જાએચ, તે ફેલા થારા ખારા ધગલાવારા ભુથમામાને ફેકરી લોવેચ. (બેહરામ જાએ છે, ખરશેદજી બરાપો કરે છે.)

**ખરશેદજી**—ઓ ધન ધન ! તારાથી મેં સપને બી એવી આસા નહીં રાખીતી. અરે અત્યારથીજ મારી આંખમાં તો ખુંન વરસી રહ્યુંચ. બેહરામ કાંહ મરી ગીયો, હજુ સું કરી મરેચ ?

(જોરથી બારણાંને આંચકો મારે છે. બારણું ગોલ ફરતુ હોવાથી એક બાજુથી હોરમસજી ઘડીયાલી બગલમાં ઘડીયાલ મારી પોતાની પાઘડી લઇ નાહસી જાએ છે.—ખરશેદજી બેહરામને ગલ્ચીમાંથી પકડી જમીન પર પટકીને ખુબ મારે છે.)

**ખરશેદજી**—લુચ્ચા, નીચ, પાજી ! ( જોઇને ) કોણ બેહરાંમ ? અરે તારે પેલો કાંહ મુવો ?

**બેહારંમ**—એનધર તો ખોઇ નેથી.

**ખરશેદજી**— અંદર કોઇ નથી ? તારે બારણાંને સાંકર કોણે દીધીતી?

**બેહરાંમ**—(બાજુ) ભુથમામાએ દીધીથી.

**ખરશેદજી**—જાઊં, જઇને જોઊં, મારી નજરે ખાતરી તો કરૂં.

(ખરશેદજી ઓરડામાં જાય છે.)

**બેહરાંમ**—હી હી હી ! ધેલુરી ફોલ થેઇ ગેઇ. ફન ફેલા મારી સીથના ખેજાનાની ધેન લેઇ ગેઇચ થે જેલ્દી લોવેચ થો મેં જેના થાએચ.

(ખરશેદજી બાહાર આવે છે.)

**ખરશેદજી**—અરે, આએ તો નહીં માનવામાં આવે એવો બનાવ થયો ! મેં ઓરડાનું ખુંને ખુનું ખોરયું, પણ પેલા પારસીનો પતો નહીં

મલતો. ( પાઘડી ગુમ થયલી જોઇ ) અરે પણ નફ્ખોદ ! પેલી પાઘરી કાંહ ગેઇ? તારે તો જરૂર કોઇ અહીંથી સહીસલામત નાહસવાજ પામ્યુંચ. (બેહરામ પર ધસીને) કેમ રે નીમકહરામ, તું નથી માનવાનો? રતીએ રતી તેં કીધેલા ભાગા ટુટા ખુલાસાથી હું પામી ગીયોચ, વાસ્તે તરત સાચ્ચેસાચ્ચું માની દે, નહીં તો તુંને ધાસલાઇટના તેલમાં બોરીને ઉભો ને ઉભો સલગાવી મુકુંચ, કે નહીં તો કરવતીથી વેહરાવીજ નાંખુંચ.

**બેહરામ**—( બાજુ ) અરે, આએ થો જેમ ઝુવાખે જેમશીદને ખેફાવી નોંખી થેમ ખાશી નોંખસે ! હવે એ મારા હાથે ભોંગા થુંથા જાણી ગેઇ થારે થો એને ખેરૂંખેરા ખેઇ દેએચ, (શેઠને) સીથ, જો થું મને મોફ ખેરેચ થો ઊં બેદદા ખેરૂંખેરા ખેએચ.

**ખરશેદજી**—તારે કેહ જોઉં, કે મારી ગેરહાજરીમાં અંઇ કોઇ આયુંતું ?

**બેહરામ**—હા, ઉરમુજી ધેલુરી આવીથા.

**ખરશેદજી**—(ચોંકીને) કોણ ? હોરમજી ધલોરી ?

**બેહરામ**—અરે ધેલોરી ને ખીસખોલી સાંના ? ધેલુરી, ધેલુરી, ફેલા ઘેલયુર સેમારેચ થે ?

**ખરશેદજી**—કાંય તે સું કરવા આવી મુવો ?

**બેહરામ**—મેં થેરાવ્યાથા.

**ખરશેદજી**—તેં ? કાંય ?

**બેહરામ**—ફેલા થારા ખેજાનાની ધેનને વરે.

**ખરશેદજી**—અરે નીચ નીમકહરામ નગુના, તારે મારૂં ખાધેલું નીમખ તેં એમ હલાલ કીધું કે ?

**બેહરામ**—સીથ, થું મોરેચ-ઊં નેંઇ ખેએચ.

**ખરશેદજી**—વારૂં વારૂં બોલ, તારે સું આએ ઓરડામાં જે ભરાયલો ઉતો તે પેલો હોરમજી ધરીયાલીજ ઉતો, નહીં ?

**બેહરામ**—હા ,થેજ ઉથી.

**ખરશેદજી**—તેને આય ઓરડામાં કોણે સાંત્યો ?

**બેહરામ**—મેં સાંથ્યા.

**ખરશેદજી**—ને તેની સાથ બીજું કોણ ઉતું ?

**બેહરામ**—ફેલા થારા ખેજાનાની ધેન ઉથા.

**ખરશેદજી**—(માથું મોનું કુટીને) ઓ નખ્ખોદ ! વારૂ, પછી સું થયું ?

**બેહરામ**—ફેછી થે થેને લેઇ ગેઇ.

**ખરશેદજી**—સું લઇ ગીયો ?

**બેહરામ**—(ભોલાઇથી) થારા ખેજાનાની ધેનને.

**ખરશેદજી**—હેં ? સું ?

**બેહરામ**—હા! સીથ, ધેલુરી ગેઇ બેઇ કે 'બેહરૂમ, આએ થારા સીથના ખેજાના ને ધેન છે, થેને ઊં લેઈ જાએચ, ને થન ધારા મારા ઘેરમાં રાખીને—'

**ખરશેદજી**—તન દાહરા ? ચુપ, ચુપ, કંગાલ ! તન દાહરા અગાઉ તો હું તમુને તરણુડાને તન લાકરે ચહરાવસ; પણ ઉભો રહે. તે અહીંથી ગીયોજ કેમ ? તે નાહસવાજ કેમ પામ્યો ?

**બેહરામ**—મેં નેસારયા. થું આએ ભાજાં ઊંગારી અંદર ગેઇ, ને ફેલી બાજુથી થે થારા ખેજાનાની ધેનને લઇને ધોરી ગેઇ.

**ખરશેદજી**—(અફસોસથી) ઓ કસકુનમ દદા, તેં મને દગો દીધો ! પણ તારે હવે હયાં ખોટી થવામાં સાર નથી. તરતજ તે લોકની પુઠ પકડવી જોઇએ.

**બેહરામ**—એના સેથીયાનોંસ થાએ, એથલા ભેદદા સું થેયા ખે એ જેંગલી ચીદ્દઇ ગેઇ ? એ ભેદદા ફેલા ફારૂરમનાં મોહખુન થેઇ ! (ગાયછે,)

**ગાયન.**

ફારૂરમ ! ફારૂરમ ! ચક્કર ફેરેમ, ખેમાંન થોરેમ !
ખાચના બેથખા ખુરદા બેરેમ, બેટકા બુખલા થોઇ ગીયેમ !
આજ ને આજે નવા બેનાઉં-ફારૂરમ.
દર્મ દીલમ શયથુન આરમ, ફેટકા મારેમ ગેરમોગેરમ !
બેથ બેથ થમામ ખાધા નેરમ, ભોંગી થુથી ગેઇ ફારૂરમ !
આજ ને આજે નવા બેનાઉં.—ફારૂરમ. (જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

(માતબર મેહલનો એક ઓરડો. મધરાતનો વખત. બાજુની ટેબલપર એક ધીમી બલતી બતી, દવા અને કોલોનવાટરની સીસી, તથા દરદીની સાહરવારને લગતી ચીજો મુકેલી દેખાએછે. જાલેજર પલંગપર મરણુ કાંઠે આવી

પડેલો છે, ને તેનાં માંથા આગલ મેહરજી અને પગ આગલ ગુલાં અફસોસ કરતાં બેઠેલાં છે.)

**જાલેજર**—(દબાતે સાહદે) મારા વહાલાંઓ, તમે શું નાદાંની કરોચ ! મારાં નજીક આવેલાં મોહત પર માહેતમ કરોચ ! નહીં, એમ નહીં ઘટે, નાદાન ના થાઓ. હવે મારો વખત છે.

**ગુલાં**—(રડતી) કાકાજી, આએ છેલ્લી–અરે અફસોસ આએ છેલ્લી ઘરીએ હું ને બાવાજી તમારી પાસે એક સેવટની અરજ ચાહીએચ.

**મેહરજી**—તે કાઉસ વીસે છે. ભઇ, હું કાલાવાલા કરી માંગી લેઊંચ કે તમારાં વસીએતમાં તમે તેને છેક નીવારી ના મેલો. એ ભઈ ખરૂં માનજો કે મારી દીકરી પોતાનો વારસો ખોવાથી જરા બી દલગીર થનાર નથી,

**ગુલાં**—ખચ્ચીતજ નહીં વહાલા કાકાજી; પઇસા મેં જોયા નથી, મને તે વાપરતાં આવરતાજ નથી.

**મેહરજી**—વરી અમુંને પઇસાની ભુખ નથી, પઇસાની હોંસ નથી; વખતે અમો પઇસાથી બેહકી જઇસું, અમારી સારી લાગણીઓ નાશ પામસે, જો હજીબી મારૂં માનો ?

**જાલેજર**—અફસોસ મારાં વહાલાંઓ, તારે સું ગુલને પુખ્ત વીચારથી મારી હઇયાતીમાં મેં જે આપ્યું તે હવે મારી મરતી ઘરીએ ઘાતકીપણે હું પાછું લેઇ લેઉં ?

**ગુલાં**—હું હજારો ખુસીથી તે પાછું આપસ. કાકાજી, ખોદા ખાતર કાઉસના વાંકને આએ ઘરી વાંક દાખલ ના ગણો. કાકાજી, તમે ઇનિસાફના હીમાએતી છેઓ, વાજબી રાહે ચાલનાર છેઓ, તો અદલ ઇનસાફથી તે નાલાએક પર દયા કરો.

**જાલેજર**—આફરીન મારાં વહાલાંઓ, તમારી આએ અણઘટતી તોબી એવાં ખરાં દીલની માંગની પાછી ફેરવવાને હવે મારૂં દીલ ચાલતું નથી, ને તેથી હું તમારી મરજી બાહાલ રાખુંચ.

**મેહરજી**— }
**ગુલા**— } કેવી મેહેરબાની, કેવો ઇનસાફ ?

**જાલેજર**—મેહેરજી, તારે મારાં અસલ વસીએત નામાની એક બીજી નકલ જલદી ઉતાર, જેમાં ફેરફાર ફકત એટલોજ કર કે જે નજીવી રકમ કાઉસનાં નામ પર છે તે દીકરી ગુલને માટે લખ,ને ગુલને માટે છે તે બધું કાઉસને વાસ્તે લખીને લાવ, કે પછી હું તેનીપર મારી સહી કરૂં.

**મેહેરજી**—મને માફ કરજો બેરાદર, પણ એજ પ્રમાણેની એક નકલ મારી સાખ ભરી તમારી સહીની જગા રાખી અમે ઉતારી રાખીતી, કે સમે આવતાં તમો ભઇને સમજાવી પટાવી તમારી રાજી ખુશીથી તે પર તમારી સહી લેઈ લેવાયે. (આપેછે.)

**જાલેજર**—આવો, હવે મને જરા ટેકવીને તરો બેસારો, કે એ તમારી નેક મરજીનાં મારાં વસીએત પર હું મારી સહી કરૂં. (ગુલ તથા મેહરજી જાલેજરને બેસાડે છે) અરે ! પણ આએ ઓરડામાં અંધારૂં કેટલું? વીલ લાવ, .સહી કરૂં. (ગુલ દીવો ઓસકે છે:-મેહરજી વીલ તથા ખરયો કલમ આપે છે, જાલેજર મુશકેલીથી સહી કરે છે.) ઓ મારો જીવ ઝીમઇ જાએચ, મારી આંખે અંધારાં આવેચ. (ખેંચાતી જબાંએ) ઓ અનધારૂં ! અંધકાર ! ગુલ, મેહરજી, તમે મને કેમ દેખાતાં નથી ? આ–વો–પાસે–ઓ મારી છાતીમાં કંઇ થાયેચ. મારી જબાં ખેં–ખેં–ખેંચઇ જા જા–એચ ! (મરી જાય છે.)

**મેહરજી**—(માથું કુટીને) અરે અફસોસ, અંતે એજ થયું? એો કેટલો જલદી મારા ભઇ તારો દમ ઘુંટઈ ગીયો !

[બંધે જણાં રડેછે, પડદો આસ્તે આસ્તે પડેછે.



## પ્રવેશ ૫ મો.

[માતબર મેહેલનું એક દીવાનખાનું. કાઉસ આવે છે.]

**કાઉસ**—(એકલો) એવો કાકો જો એકેકો રોજ આવે ને રોજ મરે, તોબી મારા જેવા ભત્રીજાઓને ભારી નહીં પરે. (હસે છે.) હું જયારે મેહરજી કાકાને ઘેર તેવણને વાહી પટાવીને કંઇ ફુલુસ ઓકાવા ગીયો, તારે તાંહાં જાંણે આસમાનથી તુટી પરયા હોએ તેમ દાબરામાંના ભુતની કાંની બા મુદદતે પેલા જાલેજર કાકા કેથા ફુટી નીકરેલા ! હું પેલી ગામ: રેની ગોરીને જાહરે વાહી પટાવીને સીસામાં ઉતારતો, તે દરમ્યાન એ ડોસા-જીએ તો ઝટ આપુને નેકનામીના નમુના તરીકે પીછાની લીધા, ને પછી કામનું બાહનું બતાવી પેલા સોભતા સોલીસીટર પર ચીઠ્ઠી આપી મેહેરજી કાકાને તાંહાંથી ખેરવવા લીલાં નરીએર ને સુક્કા ગોર સાથે ઇસ્ટા-કીન આપ્યું. બીજા હાથ પર પેલા પોણ્યા સોલીસીટરને મલતાં તે ઉજબખે આપરો સરોપરો કીધા વગર જાહરે દમબદમ આપરા પાપના પોથા આપરી આગલ ખુલ્લા કરવા માંડયા તાહરે આપરે તો તાંહ તાટજ થઇ ગીયા, ને લાચારીએ સુધરવાની કબુલાત આપી, કાકા થતાએ રૂપીઆ

પાંચ હજાર ઝટવા લખ્યું હોસે તે લેઇ સેતાન ડાભો ને તે સોલીસીટર નું મોનું કારૂં કરી તાંહાંથી વંજો માપી ગીયા. હવે તે પાંચ હજાર આપરે તો આપરા સદાના સરેસ્તા પરમાણે કુરલા ને ભાંડુપની તરયા પાવ ને બે ચોક એંકમાં હેરફેર કીધા, પણ નસીબના લીલા તે બે રેજાં જે પરયાં કેની તે બધું સાતરે સાત થઈ ગીયું ! એમ થવાથી આપરે તો ભારી હાય અફસોસમાં ઉતા તેવામાં ચાહવું ઇનસાનનું ને બક્ષવું યઝદાનનું, તે પટ દઇને કાકાએ તાકો ધરી કરી નાખ્યો, ને ચટ દઇને તે વધાઇનો તાર આયો કે કાકા તો દુલ્લાં દીલથી ઉતાવલા અધીરા પરીને મરી બી ગીયા ! ( હસે છે. ) ખરેખર, એવા છાંડાવારા કાકા જો એમ જલદી જલદી મરે નહીં તો પછી મારા જેવા કરકા બંગાલી ભત્રીજાઓને તરાકા બી પરે નહી; પણ કાકાએ મરતી વખતે બી જેવી જોઇએ તેવી લાયકીસીટી વાપરી નહી. મેં અહીં આવ્યા બાદ જાણ્યું કે સતીઆનાસ ગીયાએ તો કેથું વીલ કીધેલું છે ! (ચીરડાઇને) ડેવીલ ટેક ધી સ્ટુપીડ ઓલ્ડ ફેલો ! વીલ કરીને સાંબો મને આપદામાં નાખી ગીયો ! જો એ વીલ નહીં કરતે તો સેવક એના વરા ભાઇના દીકરા દાખલ એખલો એની તમામ દોલત ને માલ મીલકતનો વારેસ થતે, પણ વીલ થવાથી તો હું ચમરી તુટે પણ દમરી નહી છુટે તેવા આસામીના ફાલામાંથી નાંખી દેતાં પાંચ સાત લાખ ઓછા થયા ! તેથી મેં તેનો રસ્તો કીધો. મેહરજી કાકા ને પેસતનશાહ સોલીસીટરની ખુબ પુઠ પકડી રાખવાથી, અંતે વીલ કેમ કીધુંચ ને તે કાંહ મુકયુંચ તે ભરઈ છુપાઇને સાંભરી લીધું, ને મધરાત અગાઉ તો બંદાએ આએ વીલ તફરાવ્યું બી પણ ખરૂં. (બતાવે છે.) પણ હવે એ કજીયાનાં કાલબુદને જલદીથી બારી નાખવું જોઇએ. સારા સંજોગે માલીની તાપનું કરવાની સગરી બી પાસેજ છે. તેને હવાલે એ દસ્તાવેજ કરૂં, કે પછી ના કોઇનો હોકો કે ના કોઇનો ચોકો ! (સગડી લાવી વીલ બાળેછે.) હા ! હવે સેવક કુલે મીલકતનો એકલો માલેક થશે. (ખુશીથી નાચે છે.—મેહરજીને આવતો જોઇ) અરે કમબખ્તી ! મેહરજી કાકા આવી મરેચ. હવે તો કંઇ તાલ કરવી જોઇએ ! (ઢોંગથી ગુહણુ મંડીએ પડીને રડે છે.) અરે ખોદા, તુંને હું નાવારેસના હાલપર જરા બી દયા નહીં આવી કે છ મહીનાના અરસાંમાંજ તે મારા મેહરબાન મુરબ્બી જેવા કાકાને તારી આગલ બોલાવી લીધા ! (બાજુ) આવી મુવો કે નહીં ?

**મેહર—જી**(કાઉસને રડતો જોઇ) હા, હું સું જોઉચ.

**કાઉસ**—(બાજુ) તારા બાપનું કપાર.

**મેહરજી**-કોન કાઉસ બેરાદર જાલેજરને યાદ કરી એખલો રરેચ !

**કાઉસ**—(બાજુ) હા, કેવો !

**મેહરજી**—તારે અંતે એની સુધ ઉંધરી, ને એ સુધરીને નેકીના રાહ સહમજવા લાગોચ ખરો.

**કાઉસ**—(બાજુ) હા ધની! (મોટે) કાકાજી, મારીથી જાંણુ કે અંજાણુ તમારી તકસીર થઇ હોય તે મને માફ કરજો ! (બાજુ) સાંભરી મરેછ કે નહીં ?

**મેહરજી**—(આગલ જઇને) દીકરા કાઉસ, તું એ સું કરેચ ?

**કાઉસ**—(ઢોંગથી) કોણુ મેહરજી કાકા કે ? અરેરે તમે મને બોલતાં સાંભરયો કે ? ઊં, ઊં, ઊં !

**મેહરજી**—હા દીકરા. પણુ તું સું કરેચ ? આએ આતશ સાંનો રોશન કીધોચ ?

**કાઉસ**—નહીંરે નહીં જી, એ તો અમથું તાપનું કરતોતો.

**મેહરજી**—નહીં નહીં દીકરા, હું આયો તારે તું કંઈ ધુનાહની તોબસ કરતો હોય તેમ લાગતુંતું.

**કાઉસ**--કાકાજી જારે તમે બધું સાંભરયું તારે તો હું કેહુંચ કે જાલેજર કાકા સાથે મેં ઘણી અણુઘટટી ચાલ ચલાવીચ તેની તોબેસ કરતોતો, ને નાહી ધોઇ કુસતી પાએદાબ કરી, આએ રોશન આતશ આગલ તેવણુની નઇયતે હવે સુધરીને સારે મારગે ચાલવાના સુખર લોબાંન મુકીને સોગન લેતોતો.

**મેહરજી**—એ તેં ઘણું નેક કામ કીધું દીકરા, પણુ ચાલ હવે મરનારનાં રૂવાનપર એમ આંખ! પાણી નહીં ભરયા કરયે ? મેં પાછલી રાતે બી તુંને ના નહીં કહયુંતું કે એમ કરયા નહીં કરયે ?

**કાઉસ**--(વધારે રડીને) તમે તો કહયુંતું મેહરજી કાકા, પણુ મરનાર કંઇ જેવા તેવા ઉતા કે નહીં રરૂં ? તેવણુની વીતી હુંજ કાંય નહીં મરી ગીયો ? (બાજુ) મારી વીતી તુંજ કાંય નહી મરી જતો ? (મોટે) ઓ કાકા, તમારાં મોહતથી મારીપર તો જાંણે અલબરૂજ પાહાર તુટી પરયો જો !

**પેસતનશાહ**—( દાખલ થતાં બંનેને રડતા જોઇ ) મેહરજી શેઠ, કાઉસસા, એ સું નાદાની કરોચ? એ તો સાંબો રૂવાનપર આજાબ કરોચ!

**મેહુરજી**—પેસતનશાહ શેઠ, હું ગમે એવી છાતી ધારી રાખુંચ, તોબી બાજે વખત હૈયું ભરઇ આવ્યા વગર રહેતુંજ નથી.

**પેસતનશાહ**—ખોદા પાસ સબર માંગો, ભઇ.

**કાઉસ**—પણ સોલીસીટર સાહેબ, હવે મારા બેહસ્તી કાકાનું વીલ વાંચવાનું કામજ ચલાવોની કે હું એ દુઃખની વાતજ વીસરી જાઉં. હવે ખોટી કોણની છે જો પણ ?

**પેસતનશાહ**—મારે કાંહ ના છે ? તમારાં બાકીનાં સગાં આવે તો હું તો તૈયાર છેઉં.

**કાઉસ**—(બાજુ) સગાં મરે પેહેલ્લી રાતે, ને તું મરે પાછલી રાતે, વેકી મરની કે દોરીયાં મલે.

**મેહરજી**—(હાંક મારીને) ગુલાં, ઓ દીકરા ગુલાં.

**ગુલાં**—(અંદરથી) જી, જી, કાંય બાવાજી ?

**મેહરજી**—જોવ ની દીકરી, તમારા ફુવાઓ ને નાજાં શીરીન કાંહ છે ? તે લોકને લેઇને તમે બી પાસેના હોલમાં આવો, દીકરી.

[મેહરજી તથા પેસતનશાહ વાત કરતા જાય છે.]

**કાઉસ**—એનું સત્યાનાસ જાએ ચાર દહારા થયા આયોચ, પણ પેલી માંજરી બીલારી ગુલ તો બીલકુલજ 'ડોનકેર' કરેચ ! પણ ફકર નહીં, સીદ્ધીભઇ ચાંન દેખો તો આપસે નજર આવસે, તેમ થોરા વખતમાં આપરે શેઠયા થસું ને જારે સઉ પગનીખાખ ચુમતાં આવસે, તારે એ ગામરેની ગોરીની બી સુધ ઉંધરસે. બાઇ જોવ ! એક સેઠયો થવા ને ગણાવાના હરખથી મારૂં તનબદન આએ કપરાંમાં માયું સમાયું રેહતું નથી. જો કોઇને ઓટલે ઉઠ્યાંને જવસ, તો આખી મીજલસ ઉઠી ઉઠીને મનેજ સલામ કરસે, ને "આગલ ચાલો મેહેબાન" કરી બાદશાહો ધામધુમ કરી મેલસે. જો સાહાજનની મીજલસમાં જવસ, તો ધમધમ કરતી એ ઘોડાની ચારક આલબલેસ બાગના દરવાજાપર પુગતાંજ મોબેદ સાહેબો દોરી આવી, "આવો સાહેબ ! આવો કાવસજી સેઠ, આવો મેહરબાન !" કરસે, ને સેવક આખ્ખી મીજલસમાંથી તાપમાં ને તાપમાં પસાર થસે. [રોબમાં ચાલી જાયછે.]



## પ્રવેશ ૬ થો.

(માતબર મેહેલનું દીવાનખાનું ખુરસીઓ તથા સોફાઓ વિગેરે, બાજુએ એક ડેસ્ક છે. પેસતનશાહ તથા મેહરજી બેસી વાતો કરેછે. કાઉસ દાખલ થાયછે.)

**મેહરજી**—(આગલ આવીને) દીકરા કાઉસ, સું વમાસનમાં છે ? એમ આવ, મારી પાસે બેસ.

**કાઉસ**—(રડતે સાદે) નહીં કાકા, મને અહીંજ ગગરવા દેઓ. એ તો મારૂં હૈયું નરમ છે કેની તે ઘરીઘરીમાં દીઓ ભરઇ આવ્યા કરેચ.

(મંચેરશા, તેહમુરસ, તથા નાજાં શીરીન, ગુલાં સાથે દાખલ થાયછે. ગુલાં શોકના પોશાકમાં આવેછે, અને સરવે જણા પોત પોતાની જગ્યા લેછે.)

**પેશતનશાહ**—બાંનુઓ ને ગ્રહસ્થો, મરનારનાં ફરમાન મુજબ આજે પાંચમે દીવસે તેમનું વસીયત વાંચવાનું છે. આએ ડેસ્કમાં વીલ છે તે શેઠ મેહરજી લાવેચ, તેની આગલ ઉભા રહી જેને જોઇએ તે ખાતરી કરો.

**તેહમુરસ**—બરહક છે. કાવસજી, જાઓ સાથે; તમુને કંઇ વહેમ હોએ તો નજરે જોઇ ખાનરી કરો.

**કાઉસ**—અરે નારે બા, વેહેમ સાનો ને ખાતરી સું બરીચ ! જાઓ કાકા, બેલાસક વીલ લાવો. (બાજુ) બરયુંચ સું જે લાવી મરવાનો છે.

**મેહરજી**—જેવી બધા સાહેબોની મરજી. (મેહરજી ડેસ્ક ઉઘાડેછે.)

**કાઉસ**—(રડતાં) જહાનમમાં ગીયા પઇસા ! અરે દોલત દુન્યાને સું આગ લગારવીચ ? મારા સુનના મોહર જેવા કાકા એમના એમ મરી ગીયા ! પઇસો તો હાથનો મેલ છે. તે કાંહ જનમકાલ સુધી રેહવાનો છે જે ! કેમ બોલ્યા નહીં સોલીસીટર સાહેબ !

**પેશતનશાહ**—Oh Yes.

**મંચેરશા**—(તેહમુરસ) ડીયર ટોમી, હવે છોકરો કે છોકરી જે હોસે તે જણાઈ જસે હું ?

**તેહમુરસ**—હવે એમાં જણાવાનું સું છે ? મારી તો એકસો ને એક ટકો ખાતરી છે કે બધું સરખે ભાગે તારાં ને મારાંજ નામપર કીધું હોસે. આએ બધાં નખ્ખોદગીયાંઓ દખમાનાં ખલીરની કાંની ડોકાં તાંની રહયાંચ, પણ હમણું બધાંનાં મોનાં કારાં થશે.

**મંચેરશા**—પણ ટોમ, આએ મેહેલ તારાં નામ પર કીધો હોસે કે મારાં ?

**તેહમુરસ**—જે હોસે તે તરત જણાઈ જસે યાર, વાર કેટલો છે !

(મેહરજીને વીલ નહીં પાવાથી ચોરખાનાં ઉપરાંત બધા ખાનાં તપાસે છે.)

**કાઉસ**—(બાજુ) ધાંખરો ખાભર ખોધામાં પરયોચ હો !

**મેહરજી**—(ધભરાઇને) અરે, આએ સું આફત !

**બધાં**—સું છે, મેહરજીભાઇ, સું છે ?

**મેહરજી**—અરે આએ ચોર વંકોરામાં મારા હાથે 'મેં વીલ મુકયુંતું ને તે નહીં મલે ! જાંહાં છે તાંહ તે ચોરાયુંચ !

**બધાં**—હેં. ચોરાયું ?

**કાઉસ**—(ઠંડે કલેજે-પોતાની જગા પરથીજ) અરે કાકા, ઓ કાકા ! જોવો જોવો, ડાબે હાથે કેથે એની ગમ પેલી ગમ મુકઈ ગીયું હોસે. ચોરાય સું ને ચોરે કોણ ? ને જો નહીં બી મલે તો વાતમાં જીવ સું બરયોચ જે અમથો ધભરાત કરવો ? કોઇ આસે પાસે સાંભરસે તો નકારૂં લાગસે.

(મેહરજી કાઉસ પર ધસીને તેને ગલચામાંથી પકડેછે.)

**મેહરજી**—નહીં, નહીં, ઓ ઠગારા લુચ્છા, હવે મને તારૂં રાતનું તેમજ હમણાંનું કાવતરૂં ખુલ્લે ખુલ્લું સમજ પરેચ. કબુલ કર, ઓ ચંડાલ ! તારૂં પાપ કબુલ કર કે તેં વીલ ચોરયુંચ.

**બધાં**—સું કાઉસે વીલ ચોરયું ?

**કાઉસ**—સું મેં વીલ ચોરયું ?

**નાજાં**—ઓ તું મરેરે, ભસ્તે ગીયા !

**કાઉસ**—ઓ તારો બાપ મરે રે, દોજખમાં ગીયો !

**શીરીન**—મુવાએ સું દોજખમાં જવાનું કામ કીધું !

**તેહમુરસ**—પણ પેહેલ્લે પોલીસને તો ખબર આપો.

**મંચેરશાહ**—અરે બારણાં બંધ કરો, બારણા બંધ કરો.

(ગડબડ વધેછે.)

**પેસતનશાહ**—(ઠઠરાવીને) સબર કરો. ખામોશ થાઓ ! આએ શું દેર ફજેતી ? તમે સઉ વીસરી કેમ જાઓચ કે આપરી આંખો

હજી મરહુમનાં મોહોતનાં આંસુંથી ભીંજાયલી છે ! કસાંને ખાતર જો નહીં તો તે મરનારનાં ગમખાર મોહતની ગંભીર યાદ ખાતર સઉ શાંત થાઓ, ને જગા પર બેસો. (બધાં વગે સગે થાયછે.)

**કાઉસ**—બધાં શાંત થસે ને ચુપ બેસ્સે, પણ હું શાંત થનાર કે ચુપ બેસનાર નથી. કારણ, આએ મારા બાપ તોલના પણ નરીયાંના ખીસેલા ને કાતરયાંના ધસેલા કાકાએ ભર મીજલસમાં મને ચોર કહી મારી આબરૂને નુકસાન પુગારયુંચ. હું એની પર લાએબલની ફરીયાદી માંડસ, ને જાંહાંવેર એ ચરેલો બુઢ્ઢો મારી નહીં માગસે તાંહાં વેર હું કદી—

**મેહરજી**—ચુપ, ચુપ, કરતુકી કુતરા, તું તારો ધુનાહ ના પારેચ, તો હું સાબીત કરી તારી ને જગની ખાતરી કરસ કે—

**પેસતનશાહ**—મેહરજી શેઠ, તમે ઠાકીઠોકી કાઉશ પર વીલ ચોરવાનો ધુનાહ લાગુ પારોચ, પણ તે કીયાં કારણોથી તેનો મેહરબાની કરી ખુલાસો કરસો ?

**મેહરજી**—હું તે સમજાઉં, સોલીસીટર સાહેબ. ગેઈ રાતે હું મારા ઓરડામાં સુતેલો ઉતો તારે એ સફેદ ઠગ તાંહ મોરેથી આસ્તે રહીને દાખલ થયો, ને તાંહાની બલતી બતી બુજાવી નાખી, મારાં બદીયાનમાંથી કબટની કુંચી કાહારી લેઇ, એ ઓરડામાંથી નીકલી જવા ગીયો, જેવામાં એને હાથે બારણું જોરથી અફરાયું જેથી હું ચમકી ઉઠયો, ને મને શક પરવાથી હું તુરત બીજી બતી લેઈ બહાર નીકલ્યો, ને આજુબાજુના ઓરડાઓ તપાસવા પરયો. એ અરસામાં એણે જરૂર આએ ડેસ્કમાંથી વીલ કાહરી લેવું જોઇએ, કેમકે જેવાં એણે એ તરફ પગલાં આવતાં સાભરયાં કે એ ઠગારો પાપી ઢોંગથી બંદગી કરવા બેસી ગીયો, ને એવી મધરાતે એને ધુનાહની તોજેસ કરતો જોઇ મારાં ભોલાં દીલથી હું ભોલવાયો, વાસ્તે મારા સાથે હું એને પટાવીને મારા ઓરડામાં લેઇ ગીયો. ત્યાં હું પાછો પલંગ પર લેટયો ને એ ઢુકતો ધોલ્યાની છતરી પર જે બાજુ મારૂં બદીયાંન ટાંગેલું ઉતું તાંહાંજ ખુરસી તાંણી મારાસે વાત કરવા બેઠો, ને લાગ જોઇ કુંચી કેથી પાછી બદીયાંનનાં ગજવાંમાં સેરવી દીધી. તે વખતે મને રતી ભાર શક નહીં ઉતો, પણ જ્યારે વીલ ગુમ થયલું જાણ્યું તારેજ એનું ખોટારૂં આરસીની માફક મને જણાઈ આયું. બેશક પેસતનશાહ શેઠ, તમારી સાથે મને વીલને લગતી વાત કરતાં એણે ભરઈ છુપઇને સાંભરવો જોઇએ, ને બીસયાર દોલત એનાં નાંમ પર છતાં, તેથી નહી ધરાતાં, સઘલી દોલત પોતે મેલવવા નીચ લોભ ને લાલચથી એણે વસીયત ચોરયુંચ, ને હમનાજ સગરીમાં બારી નાખ્યુંચ.

**કાઉસ**—જુઠ્ઠું, હરહરતું જુઠ્ઠું, આય તકરારનો હું ધીક્કાર સાથ ઇનકાર કરૂંચ. હું એ વાત જાણુતો તેમજ માનતો બી નથી, ને જે દલદરે મને વગર વાંકે વગોવી ગાલ ગલોચથી નવાજ્યોચ, તેજ કરપીનનાં મોંનાપર એજ સઘલી ગાલોનો એકઠો સરોપાવ હું પાછો ઘુટટો મારૂંચ. હવે સોલીસીટર સાહેબ, તમે સું કેહોચ ? વસીયત જેવું કંઇ છે કે નહીં ? જો નહીંજ હોએ તો હું મરનારના વરા ભાઇનો બેટો હાજર ને હઇયાત છેઉં, વાસ્તે મરનારની કુલ્લે દોલત ને અસકે-આમતનો કાયદાસર મને એખલાને લાયક હકદાર પોકારો.

**મેહેરજી**—નહીં, નહીં, ઓ લોભના કુતરા તું એમ મલકા ના ! ચોરને પોટલે ધુરની ધુર છે. કર ને જો હયાંને હયાંજ છે. તું નીચ ઘણાંથી નહીં ધરાયો તો હવે થોરૂં બી તારૂં નથી. ચંડાલ, તારા મરનાર કાકા તુંને ધીકકારતાતા, ને તેથી વસીએતમાં તુંને ફકત નામ-નીજ રકમ આપીતી, પણ મારી મયાલુ બેટીએ ને મેં મરનારને મરતી ઘડીએ સમજાવી જુન્તુ વસીએત ફેરવાવ્યું, ને જે જુનનાં વસી-એતમાં ગુલનાં નામ પર ઉતું તે નવાંમાં તારાં નામ પર કરવામાં આયું, બાકી બીજા બધાંને તો નવાં તેમજ જુનાં વીલમાં સરખુંજ આપેલું ઉતું. ઓ મુજી, એ નવું વીલ તારા લાભમાં કરતાં મરનારે છેલ્લી દુવા ચાહીતી કે જો તું બદકારજ હોએ, ને તારા ઢોંગથી હમો ઠગા-યાંજ હોઇએ, તો હજી બી ખુદા તુંને એ નહીં ઘટટી દોલત મલતી અટકાવે, ને ખોદાએ તેઓની ખાલેસ અરજ સાંભરી અંતે ખરાંનું ખરૂં કરી હરદારને હક અપાવ્યોચ. તેં નવાં વસીયતનો નાસ કીધોચ તેની સાથ તારો બી નાસ કીધોચ, કાંયકે જુન્તું વસીયત મોજુદ છે, કે જે બહાર પારવાની મને નાચારીએ ફરજ પરેચ.

( મેહરજી વસીયત કાહડી પેસતનશાહને આપે છે, કાઉસ તે પર તરાપ મારવા જાયછે, પણ નિસ્ફલ થાયછે.)

**કાઉસ**—(બાજુ) સું જુન્તું વસીયત ! ઓ આફતપર આફત ! ( મોટે-ઉસ્કેરાયલો ) આએ સઘલી શરમભરેલી ઠગઇ છે. હરહરતું કાવતરૂં છે. આએ ભેજાંથી ચસકેલા ચંડાલે મારો હક ડુબારવા ને પોતાની દુકતીનાં કપારમાં ડાહમ દેવા આએ બોહતાંનનો બુટટો મારી પર જોરી કાહરયોચ.

**મેહરજી**—(ઘણોજ ચીરડાઇ) કંગાલ, મુગો મર ! તારાં કારાં કરતુકથી બેહસ્તમાં તારા મરનાર કાકાનું રૂહ બી કમકમતું હોસે.

**મંચરશા**—(તેહમુરસને) બચ્ચા ટોમ, હવે પુછરૂં કોણનું પકરયે?

**તેહમુરસ**—(મંચેરશાને) હમણાં અખારા કર. આએ તર કે પેલી તર મત આપવામાં સાર નથી; પેહેલ્લાં જુન્નુ વસીયત જોઇએ. તેમાં જો આપરી મન પતીજનું હોસે તો કાઉસનું પુછરૂં છોરી તેજ બાહાલ રખાવસું, પણ જો જુન્નાંથી આપરે મનમાનતા રાજી નહીં થશું, તો કાઉસની પુઠ પકરી તેને છાપરે ચહરાવી નવાં વસીઅતનો દાવો કરાવસું.

**મંચેરશા**—ઠીક છે. (બધાંને) ગ્રહસ્થો, તમે સઉ અમસ્થું રમખાન મચાવી રહયાચ! જુન્નું વીલ વાંચવા તો દેઓ! (કાઉસને ઇસારત કરી,) પછીની વાત પછી થઇ રેહસે.

**કાઉસ**—(બાજુ) આએ પઇસાના પુંજારી મંચીનું છેલ્લું બોલવું ને તે વખતે તેણે કીધેલી અસારતથી મને જરા કંઇ ધીરજ આવેચ ખરી, હવે તો જે ખોદા કરે તે ખરૂં.

**પેસતનશા**—બાનુઓ ને ગ્રહસ્થો, આએ જુન્નું વીલ મરનારે પોતાની રાજી ખુશી ને અકકલ હોસ્યારીથી પોતાની હૈયાતીમાંજ મારી તેમજ મેહરજીભઇની હાજરીમાં કીધુંતું ને અમો બંધેને એ વીલના ત્રસ્ટી ઠેરવ્યાતા.

**કાઉસ**—(ઉસકેરાઇ આવીને) તમે બેઉ કોચીના સાહુકારો છેઓ. માએ હું ભલો કે મારો ભઇ, તો એક ઠેર ને બીજો કસઇ, તેમ ઉસો ને મુસો વરી ત્રસ્ટી થઇ મુવાચ!

**પેસતનશા**—(ગંભીર) એ તો તમારી લાએકી છે, પણ હવે ચુપ રેહો, નહીં તો અહીંથી બાહર જવું પરસે.

**કાઉસ**—હેં તું મને બાહર કાહરનાર કોણ?

**બધાં**—બેસી જાઓ, બેસી જાઓ. આરડર!

[ગરબર થાયછે.–કાઉસ ગભરઇને બેસી જાયછે.]

**પેસતનશા**—આએ વીલમાં સઉથી પેહેલ્લાં સેઠ મંચેરશાનાં બેટી નાજાંમાએને યાદ કીધાંચ.

**નાજાં**—(ઉલટથી) વારૂં મરૂં, જી ભરૂં, વાચો જી.

**પેસતનશાહ**—(વાંચેછે) "કલમ પેહેલી:–મારાં બેહેસતન બેહેન જાઇજીની દીકરી નાજાં વીસે લખતાં મને દલગીરી સાથ જણાવવું પરેચ કે એ છોકરી નમાની કરતાં અભીમાની વધારે છે. હું ભુલી નથી ગીયો કે જ્યારે મને મારા ભઈ મેહરજીએ એની સાથ ઓરખાવ્યોતો, તારે મને, મારાં ભઈ ભત્રીજીને, ગરીબ ને ગામરયાં કેહી એ એવકુફ દુકતીએ ઘણાં હીણુયાંતાં, પણ જારે હું માતબર મેહેલના માલેક તરીકે જાહેર થયો, તારે ઢોંગ ફરેબ ને ખોટ્ટી ખુશામતથી વહાલી થવા ઓવરના

લેઇ આંગલાંના કટકેકટકા ફેરી નાંખ્યાતા. એ છોકરી અભણુ, ઉડાઉ, છકેલ, ઉછાછલી ને ટચાક છે, ને એ બધા દુરગુણો માટે એ છોકરી પોતાના બુબખ બાપથી મલેલી તાલીમનેજ આભારી છે. એને ફુટી બદામ બી આપવી સજાવાર નથી, પણુ મારાં બેહસ્તન બેહન ને ખાતર હું તેના નામ પર માત્ર રૂપીઆ પાંચ હજાર કરી જાઉંચ, પણ તે એવી સરતે કે એ રકમનું બ્યાજ તેને તે પરણે તાંહાં સુધી મલ્યું જાએ, ને તેની શાદી થવા બાદ એ રકમ પર તેનો તેમજ તેના ખાવીંદનો એકસરખો હક પોંહચે, પણ એ રૂપીઆ પર તેના બાપનો કશો બી હક પોંહચે નહીં."

**મંચેરશા**—(ગભરાઇને) અરે નહીં, નહીં, તમારા વાંચવામાં કંઈ ભુલ હોસે, પેસતનજીબા.

**પેસતનશા**—એક હરફ બી નહીં. તમારે જોઇએ તો નજરે જોઈ ખાતરી કરો.

**નાજાં**—અરે નહીં રે, ભુલ સાંની બરીચ જો ! એ તો તમારે હાથે મલેલી તાલીમની સેસ થઈ. મરનારનાં ખાસરાં સાંભરયાં કેની ? મરે, મારૂં બી નસીબ બરે !

**પેસતનશા**—હવે બેહેન શીરીનબાઈ વાસે લખ્યુંચ.

**શીરીન**—( પેહેલેથીજ ફુગલાઇને ) નહીં મરૂં, મેં તો કંઇ મસકેરી કે હુલ્લરઇ નથી કીધાં.

**તેહમુરસ**—પણુ સમજી તો મર, વચ્ચે સાની હોમઈ મરેચ ?

**પેસતનશા**—(વાંચેછે) "કલમ બીજી:-શીરીન વાસ્તે બોલતાં મારે જણાવવું જોઇએ કે મંચેરશાની નાજાં કરતાં એ વધારે નરમાસ-વાલી, લાયકીવાલી, સારી ચાલની ને ભલી છે."

**નાજાં**—તો, તો, એનાં માથાંમાં તો કેથી આંગલી બી નથી ખુંચતી.

**મેહરજી**—સમજો નાજાંમાએ, મુગાં મુગાં સમજો.

**પેસતનશા**—(વાંચેછે) "શીરીન થોરી ઘણી બેખત થઇચ તે બી તેના બાપનીજ બરકતથી છે, તોબી એની સારી ચાલનો સામટો વીચાર કરી હું વસીએતમાં એનાં નામ પર રૂપીઆ દસ હજાર આપી જાઉંચ, પણ તે મંચેરશાની નાજુના બાબમાં જે સરત કીધીચ તેજ પ્રમાણે સમજવી."

**શીરીન**—મરે રે, હું સું જાણું કે બાવાની સુઝે ચાલવાથી મને બી એવાં ખાસરાંના સરપાવ મલસે. મરે, લોકનાં કેહવાનો બી કાંહ ઢંગ ધરો છે ! લોક તો કેહજે માએ બાપને પગલે ને માએ બાપની સીખામણુ પ્રમાણે ચાલસો તો સુખી થસો, તે આએ સુખી થયાં ! જોયું કેની ?

**તેહમુરસ**—(ચીરડાઇને) હવે મુંગી મર, મુગી મર, નહીં તો નકામી—

**પેસતનશા**—હવે સેઠ મંચેરશા ને તેહમુરસનાં નામ પારયાંચ.

**મંચેરશા**—હા જી વાંચો. પેહલ્લું મારૂંજ નામ છે કેની ? ને આએ માતબર મેહેલ મારાંજ—

**તેહમુરસ**—( તેને રોકીને ) પણ ઉભો રેહી મરની, સાથે અરધા ભાગમાં હું બી મુંવોચ કેની ? વાંચો જી વાંચો.

**પેસતનશા**—( વાંચે છે ) "કલમ ત્રીજી:—માંરા બંધેવી મંચેરશા ને તેસમુરસ મારી નજરમાં ઘણાજ નીચ ને લુચ્છા ઠરી ચુકાચ. તેઓનાં બદફેલ ને ફંદ ફરેબ વીશે મારી પકકી ખાતરી થઇચ. વીલ જલદી કરવા માટે તેઓએ મને આપેલી એકલપેટી સલ્લાહ મને બોલેબોલ યાદ છે. બાગમાં નીચપણે ખહીના મરજથી નજીક આવેલાં મારાં મોહતના દહાડાની કીધેલી ગણત્રી, તેમજ મારી પાછલ કીધેલી મસ્કેરી તથા નજીસ ચાલા ચસકાઓથી બી હું અંજાણો નથી. એ લોક છાકટા, ઉડાઉ ને ફીવાલ્યા છે. તેઓએ પોતા સમાનજ પોતાની બેટીઓને કેલવીચ. એવા નાલાયકોને મારા બનેવી થયલા જોઇ હું અફસોસ કરૂંચ. એવા હરામખોરો આજે જારે મારી દોલતે લખ્ખોપતી થવાની ઉમેદમાં છે, તારે તેમને મારી દોલતમાંથી એક ખોટી અરધી બી આપવાનો હું ભારે તીરસ્કાર ને મોટા ધીકકાર સાથ સાફ ના પારૂંચ."

**મંચેરશા**—(ઘણોજ ચીરડાઇને) અરે એ ડોસો મેંટ ઉતો મેંટ !

**તેહમુરસ**—અરે પણ એ બધો સીધો પાસો ઊંધો કેમ ફેરવઇ ગીયો! એ ડોસો આગલ જ્યારે આપરી સાથે વાત કરતોતો, તે વાત તો ઘણી મીઠ્ઠી મીઠ્ઠી ને છાતીએ હાથ રાખવા જેવી ઉતી, ને એમ કેમ થયું ?

**મંચેરશા**—(ખીજવાયલો) તે તેને જઇને પુછી આવ ની!

**તેહમુરસ**—(ખીજવાટથી) તે તુંને જતાં બીહીક લાગેચ કે ?

**નાજાં**—મરે, તમારી ચાલ પર ઢાંકણું વરે ! મુવું લાજનું મારયું નાંખ બી કપઇ ગીયું. જીવતાં જીવત જાંણે મોહત થઇ જાએચ !

**શીરીન**—મને તો એવું થાએચ કે જો ધરતી ફાટીને મારગ આપે તો હમણાં તેમાં સમઇ જાઉં. બાવાજીના બી સકાર બરે રે !

**તેહમુરસ**—દુકતી તું મુંગી મરેચ કે નહીં ? નહીં તો હમણાં મારી બારી બેસસ.

**પેસતનશા**—હવે મરનારે કાવસસાને વરે લખ્યુંચ.

**કાઉસ**—ધુત, હોરીડ ફૉલ્સ. એ બધો દોજ પલે કીધોચ. હું એ વસીયતની સાંમ્એ પ્રોટેસ્ટ કરસ.

**મંચેરશા**—પણ તોબી સાંભરો તો ખરા, જોઇએ સું છે?

**પેસતનશા**–(વાંચેછે) "કલમ-ચોથીઃ-કાઉસને મેં ઘણો તપાસ્યોચ."

**કાઉસ**—(ઉસકેરઇને) કપ્પાર તારૂં ને તારા બાપ બપાવાનું.

**પેસતનશા**—સેઠ ધીરા પરો, અકરાઓ ના (વાંચેછે.) "કાઉસને મેં ઘણો તપાસ્યોચ. એ ભત્રીજો પોતાના બાપદાદાને નરસ લગારનાર અઠઠંગ ઉડાઉગીર મારી નજરમાં ઠરી ચુકોચ. એમ છતાં હાલ તે સુધરતો સમજાયચ, તો તેનાં નામ પર હું રૂપીઆ દશ હજાર મુકી જાઉંચ, ને દુવા ચાહુંચ કે જે નાખલી રકમ હું તેને આપી જાઉંચ, તેનો રૂરો ઉપયોગ કરી તે સુખી થાએ."

**કાઉસ**—(તુચ્છકારથી) સું દશ હજાર રૂપરડી? કંઇ ભીખારીને ભીખ બીખ આપેચ કે સું? અરે એવા રૂપીઆ તો સેવક એક અઠવાડયાંમાં વોટસન હોટલ કે એપોલો બંદર પર કાંહના કાંહ દારવાતલો કરી નાંખતો હોસે! (મંચેરશા તથા તેહમુરસ મસલત કરે છે,)

**મંચેરશા**—ટોમ, હવે કોણનું પુછરૂં પકરયે?

**તેહમુરસ**—કાઉસ તો ભેંસનું પુછરૂં છે યાર, અરધે દરયે ડુબારી મારસે. હવે તો આએ ગામરયા ગમાર ને પેલી ગામરેની ગોરીની ખુશામત કરી જે નીચવાએ તે નીચવસું. તું કાઉસનાં નામ પર તો પુરોજ મુક.

**પેસતનશા**—હવે સાહેબો, મેહરજી સેઠ વીશે સાંભલો. (વાંચેછે.) "કલમ પાંચમીઃ—મારો ભઇ મેહરજી એક ભલો, હાતમ દીલ ને રંગેરંગ લાયકીવાલો ઉમરાવ છે. એણે મારી મદારત વગર પીછાણવે ને વગર કંટાલવે કીધીચ, તેના બદલામાં હું તેને રૂપીઆ પાંચ લાખની રકમ હજારો હેસાન ને પ્યારની લખોલખ લાગણીઓ સાથે આપી જાઉંચ."

**મનચેરશા**—(ઉઠીને)મેહરજી શેઠ! સેવક મુબારકબાદી આપેચ.

(ઘણોજ વાંકો વલી સલાંમ કરે છે.

**તેહમુરસ**—મુરબ્બીની લાયકાત તરફ નીગાહ પુગારતાં જે થયુંચ તે ઘણુંજ બરહક ને વાજબી થયુંચ. (નમે છે.)

**પેસતનશા**—હવે છેલ્લી કલમ ગુલબાનું વીશે છે. (વાંચેછે) "કલમ છઠ્ઠી ને છેલ્લીઃ-મારી દીકરી ગુલની ભલાઇ સાદાઇ ને ગરીબાઇની પીછાણમાં આએ આખ્ખા માતબર મેહેલ ઉપરાંત મારી બાકીની રોકડ રકમના

રૂપીઆ દસ લાખ હું એનાં નામ પર અતી ઘણી ખુશી સાથ કરૂંચ. જે તેણીએ એક મરનાર કાકાના પ્યારની ઇધાણી દાખલ માન સાથ કબુલવું."

(વાંચી રહીને) Miss Meherjeebhoy, allow me to congratulate you most heartily and wish you joy. May God spare you long to enjoy the sweets and fruits of this richly-deserved fortune.

**ગુલાં**—I thank you, Mr. Pestonshah, thank you most sincerely for your good wishes. You are indeed very kind. If ever I deserve this fortune, the entire credit is due to my beloved and excellent father.

( બધાં મુબારકબાદી આપેછે,)

**કાઉસ**—(ખીજવાઇને) હા, હમણાં તો તમે તાબરાપર તાબરા ફેરો, અને અંગ્રેજી ને ફારસીમાં મુબારકબાદીની પેહરામણીઓ પેહરાવો, પણ એ તમારૂં કાવતરૂં કંઇ ટકી શકવાનું નથી. સરકાર દરબારના દરવાજા કંઇ બંધ નથી થયા. મારા હક છીનવી લેનારને પુછનારો હું બાર હાત ને બત્રીસ દાંતનો બેઠેલો છેઉં. (પેસતનશાને) તુને સોલીસીટર બનાવ્યો કોને ? તું કેઇ કોલેજમાં પસાર થયો, ને તારી પરીક્ષા કીયા કાંના મેહતાએ લીધીતી ? હવે આએ ઘરનું મારે અનપાની હરાંમ છે. આજ પછી કદી હું એ સારીએ ચહરનાર નથી.

(જાએ છે.)

**પેસતનશા**—જવા દેઓ, એવા નાલાયક બદમાશનું અહીં કામજ નથી. જે થયુંચ તે ખોદા વાજબીજ થયુંચ.

**ગુલાં**—બાવાજી, કાઉસને જવા દેઓચ કે ? તારે સું નવાં વીલનો હક મારેજ લેઇ લેવો એવી તમારી મરજી છે ?

**મેહરજી**—જરા બી શક વગર, મારી બેટી. એ બેમરવત દુકતાનું મારે નામ નથી લેવું. આજથી મારે મનસે એ જીવતો મુવેલો છે.

**ગુલાં**—પણ બાવાજી, કાકાજીનાં મોહતની છેલ્લી ઘરીએ મારા લાભનું જે વીલ બદલાવ્યું, તે એટલાજ વાસ્તે કે વાજબીની રાહે જોતાં એ દોલતપર મારા કરતાં કાઉસનો હક વધારે પોંહચેચ. કાઉસ એ હકને નાલાયાક નીવરયોચ ખરો, પણ તેને લીધે આપરે સું કામ તેનો હક લુટી તેને સજા કરયે ? આપરે તેને ખોદાની સજા પર છોરસું.

**મેહરજી**—(શકમંદ) છોકરી, મને સાચ્ચો જવાબ આપ; બોલ ખરૂં કે સું તું હજી એ બદમાશને ચાહેચ ?

**ગુલાં**—(દુઃખથી) બાવાજી, તમારા સવાલથી હું દુઃખી છેઉ. જે બદમાશે અરધા કલાક અગાઉ તમારી મેહરબાનીના બદલામાં તમોને ગાલ ગલોચથી અપમાન કીધું, તેવા એક મુજીને માટે મને પ્યાર તો સું પણ જરા બી માનનો વીચાર હોય, તો તમો જેવા એક નેકબખ્ત બાપની બેટી કેહવાવાને હું બીલકુલ નાલાયક છેઉં.

**મેહરજી**—આફરીન, મારા બચ્ચાં; તારે હું જોઉંચ કે તું હજી કાઊસની તરફદારી ફકત દયા ખાતરજ કરેચ, પણ નહી દીકરી, બદકારો પર દયા કરવી એ નેકજાદોનું ખુન કરવા બરોબર છે. હવે દીકરી ગુલ, તું મારીબી મુબારકબાદી બાહલ રાખ. ખોદાએ તારી સાદાઇ ને સાહલેસઇની કદર પીછાણી નહીં ધારેલી નયામતોથી તુને નવાજીચ, તે જોઈ મારૂં જીગર હરખથી ઊભઇ જાએચ.

**ગુલાં**—બાવાજી, મને મલેલી દોલત ને મેહલ, તે બધું મારૂં નહી પણ તમારૂંજ છે.

**મેહરજી**—સુખી રેહ, મારા બચ્ચાં, તું સદા સુખી રહે.

**નાજાં**—(આગલ આવીને) બેહન ગુલબાઇ, તમે કંઈ બી અમારે વરે દીલમાં બુરૂં ના લાવતાં જો, ખોદા પરથી મરૂં બધી, તે તેણે જેવું જેને ઘટે તેવુંજ કીધુંચ.

**શીરીન**—બેહન ગુલાં, તમુને તમારી ધીરજનું ધન મલ્યું તેથી હું ખરાં દીલથી ખુશી છેઉં.

**મંચેરશા**—ચાલો ગુલબાનું, સુખી રેહો, એ તો તમારી લાયકીનો લાયક બદલો તમોને મલ્યોચ.

**તેહમુરસ**—તો, તો ! તેમાં શક સું ? બાઇ, સેવક નમેચ, પણ ગરીબોને ભુલતાં ના હો.

**ગુલાં**—હું તમો બધાંની મુબારકબાદીનો દીલોજાનથી ઊપકાર માનુંચ

**મેહરજી**—સેઠયાઓ, જોકે મારા મરનાર બેરાદરનાં કમોહતની હજી અહીં ઘણી ગમખારી છે, તોબી તમો મેહરબાંનો બે ચાર દીવસ અતરે પહરોણાં રહી અમોને હેસાનમંદ કરશો એવી મારી અરજ છે.

(બધાંએ પોતાની મરજી બતાવેછે—પરડો પડેછે.)

## અંક ૨ જો સમાસ.

# અંક ૩ જો—પ્રવેશ ૧ લો.



{ માતબર મેહેલનો એક રમણ્ય બાગ. વચ્ચે સોભીતો ફુંવારો જેમાંથી પાણીનો છંટકાવ જારી છે. આસપાસ ફુલફલાદી ને ઝાડપાંન વચ્ચે ગુલાં હાથમાં એક ફુલની ટોપલી લેઈ ગાતી દાખલ થાયછે.

**ગાયન.**

તમો સાંભલોની સંત સુજાણ, કલજુગ આયો રે !
તમો દેખો દુન્યાનાં તુફાણ, કલજુગ આયો રે !
કોઇ કોઇ ઘરની વહુ દીકરી તે નહીં કરવાનું કરશે રે,
સસરા જેઠની લાજ ન ધરશે ને માંથે ઉઘાંરે ફરશે રે.—કલજુગ.
વહુ સાસુનો ઝગરો રે થાશે, ને દીકરો જોઇને હસસે રે,
સાસરીયાંના લાર પાલશે, ને માબાપ ખસતાં કરશે રે.—કલજુગ.

(ગાયણ પુરૂં થતાં) બાવાજી ખેતરે સધાવે તે આગમચ હું મારે પોતાને હાથે એક સોભઇતો તુરો બનાવી આપતે. (ટોપલીમાં જોઇને) ચુંટી ચુંટીને આએ તોરેલાં ફુલો હવે મને જરા ગમવા લાગાંચ ખરાં, પણ આએ મોધરાં ને ચંપેલીની વચ્ચે ગોઠવવા થેરાક સારા ગોલાબ લાઉં, ને પછી એક એવો તુરો બનાઉં; કે ભલી માલણ બી શરમાએ.

(ફુલ વિણવા જાયછે; છુપા વેસે કાઉસ દાખલ થાએછે.)

**કાઉસ**—(એકલો) કાકા નરતા ને મરતા મરેંરે ! સતીયાનાસ ગીયાએતો બે વીલ કરીને સુલી વચ્ચે સોપારી સમાન મારો કચરડોજ કહારી નાંખ્યો. કાઉસ, કાઉસ, તારાં કરમની લખતીના હાથ ભાગેરે ! રાંન પેલી દદા દીનીને બધા પાઠ ભણાવીને મેં અહીં મોકલી કે તે આએ ગામરેની ગોરીને કોઈ રીતે મનાવી મારી સાથ ચાર ચોખા પરાવી લેવાનું નક્કી કરે, પણ તેમાં બી મેં થાપ ખાખી. ચોરને પોટલે ધુરની ધુર, તેમ અંતે પાપ ફુટયું તારે દીનીને પેલાં મોટાંમાંએ કેહે તેમ છછરતી નારે અધરયાત હાથમાં હાલ્લાં આપીને મેહરજી કાકાએ ઘેરની બાહર કહારી મુકી. જાલેજર કાકાની ગેઇ કાલે છમસી ગેઇ. કાકા બેહસ્તમાં હવે તો નવા જુના બી થઇ ગીયા હોસે, પણ મારા બાબમાં આજે છ છ મહીના થયા કંઇ નવું કે જુનું થતું નથી. હવે તો આએ એક સેવટનો અખતરો છે કે જો ભોલી ગુલ કોઇ એતેફાકથી અહીં એકડી થઇ જાએ, તો તેનું કંઇ પગ પાની કરી, અશતમ પશતમ સમજાવી, સુત્રાના દાદર ને રૂપ્પાંનાં દોરડાં બતાવી, હજી બી તેને મારી ઓરડુમાં ઝીતી લેઉં; ને નહીં તો પછી

એમ બી ને એમ બી કોઇની ખોટ્ટી સહી બહી કરી, કોઇ બેંકમાં ઉથલ પાથલ કરવીજ પરસે. હવે આએ તર કે પેલી તર કીધ્ધા વગર કંઈ છુટક છે ? (અંદર જોઇને) ઓહો, પણ સું નસીબ છે ? જે છેલ છબીલીની રાહ જોઉંચ, તેજ અલબેલી ઠુંમકતી ચાલે આએ તરફ આવતી જણાયચ. [કાઉસ બાજુ થાય છે.—ગુલાં ગાયન ગાતી આવેછે.]

**ગુલાં—** **ગાયન.**

રંગ બેરંગી તુરો હું કરસ સરસ બેહેક બેહેક થતો
મઘમઘતો અતીશય, ફુલ તાજાં વીણી લાવી,—રંગ બેરંગી.
ફુલ છે ફુલ અંહી રંગ બેરંગી, હર હર રંગનાં મન ગમતાં,
મોઘરાં, ગુલાબ, જાઈ, જુઇ, ચંબેલી, નવ રંગોએ દીએ મન બેહેલાવી—રંગ.

**કાઉસ—**(ગાયણુ પુરૂં થતાં) આહા ! સું સુંદર ગાયું ! ફાટેલા ઢોલ જેવા ભેંસાસુર સાહદે રાગરા કાહરી કાહારીને નથી કોણુ ગાતું, પણુ ખુદરતે બખશેલા મધુર હલક ને મીઠ્ઠા સરોદ સાથે, રાગની ખુબી ને બાંધણીની તોર જોર વચ્ચેનાં આ ગામરેની ગોરીએ ગાયલાં ગીતે મારૂં મગજ જાણે ખુશીથી તર કરી મેલ્યુંચ. હવે મારે જાહેર થવું જોઇએ.(જવા કરેછે-ચોંકીને) અરરર. મોહકાન પર મોહકાન ! મેહરજી કાકા આવેચ. એ નખ્ખોદ ગીયો જો મને અહીં જોસે તો પોલીસના હાથમાંજ આપસે. એ કબાબમાં હારકું કાંહ વરી નરી મુવું ! હવે તો એ યહાંથી ખરે તેટલાં પાછું છુપાઇ જવું જોઇસે, નસીબમાં કેથા નાસા ગોસાના દાવ રમવાના બાકી હોએ તે કાંહ જાએ ? (બાજુ થાયછે,—મેહરજી આવેછે.)

**ગુલાં**—બાવાજી, એટલા જલદી તૈયાર થઇને કાંહ સધાવોચ ?

**કાઉસ—**(બાજુ) ભસતે ! વરી બીજે કાંહાં?

**મેહરજી**—જરા ખેતરે, દીકરી; પણ તું અહીં સું કરેચ ?

**ગુલાં**—હું તમારો વરે એક તુરો તૈયાર કરતીતી, બાવાજી !

**મેહરજી—**તું કાંય નાહેક એટલી જંજાલ કરેચ, દીકરી ?

**ગુલાં**— જંજાલ ? મારા બાદશાહ જેવા બાપની ખીદમત કરવી એ જો જંજાલ હોએ, તો બાકી મોજ કેઇ છે તે મને સમજ નથી પરતી. (યાદ કરીને) પણ બાવાજી, પેલી કાઉસની દીનીને આપરે આપરા બંગલામાંથી કાહરી મુકી, તે દહા કેહતીતી કે આપરો જેહાં-ગીર તો મરી ગીયો તે વાત તમે માનોચ ?

**મેહરજી—**તે જુઠ્ઠીની બધી વાતમાં ફકત એજ વાત હું સાચ્ચી માનુંચ; પણ જવા દે એ વાત દીકરી ગુલ. ચાલ હવે જતે.

**ગુલાં**—સધાવો બાવાજી, પણ જલદી આવસો કે ની ?

**મેહરજી**—હા રે, આજે તો હું વેહેલ્લોજ આવસ, ને હવે તું બી બંગલામાં જા દીકરી.

**ગુલાં**—જરાક રેહીને જાઉંચ બાવાજી; પણ તારે તો આએ તુરો તૈયાર છે તે તમે લેતાજ સધાવો. (તુરો આપે છે.)

**મેહરજી**—જીવતી રેહે મારી દીકરી, જીવતી રેહે. (જાએ છે.)

**કાઉસ**—(બાહર આવીને) દાદાર હોરમજદ ! કારાંમાંએ ટાહેલું આખરે ફીટયું ખરૂં. હવે એ ગામરેની ગોરી આગલ જાહેર થાઉં, ને તેબી કંઇ નાકટના નાટકો જેવીજ અદા ને ઢપછપ સાથે જાહેર થાઉં કે એ છોકરી બી છક થઇ જાએ. (આગલ જઇને) હાય !

**ગુલાં**—(ચમકીને) કોણ ?

**કાઉસ**—તારો ફરમાંબરદાર, તાબેદાર, શર્મસાર, ગુનેહગાર, મારીનો તલબગાર કાઉસ છેઉં, ગુલ. (બાજુએ) બચ્ચા કાઉસ, નાટકની ચોપરી-માંના વાંચેલા જેટલા બોલ યાદ આવી જાએ તેટલા બધા બોલી દેજે હં.

**ગુલાં**—કાઉસ, તું અહીં ભરાયલો સંતાયલો આવેલો જણાયચ, ને તેથી એવી કઢંગી ને બેઢંગી મુલાકાત મારે લેવી નથી. હું ફરમાઉંચ કે જેવો તું આયોચ તેવોજ પાછો જા.

**કાઉસ**—અએ નેક કેરદાર કદરશનાસ બાંનુ જારે હું જોઉંચ કે તું દયાનો દરયાવ ને દાનાઇનો ડુંગર મારી સઘલી બુરી ચાલથી આગાહ છે, (બાજુ) કમબખ્ત કંઇ ફીરદોસી તુસીનાં શાહનામાંમાંના બોલ નહીં યાદ આવી જતા. (મોટે) તારે હું ખાખસુસ પાંઉ પેયાદો પોશીદા તું માહબુબની ભીક્ષી મારી માંગવા આયોચ, ગુલ.

**ગુલાં**—કાઉસ, હું ફરીથી કેહુંચ કે તારી સુરત બી જોવી મને રવા નથી. તારા વાંકો ને તારાં પાપો એટલાં છે કે હવે તું મારી મોહબત તો સું, મારી દયા તો સું, પણ મારીની બી વકી રાખતો ના.

**કાઉસ**—(ઢોંગથી) એમ ? (રડતે સાહદે) ગુલ, એટલી બધી જુદાઇ? અરે એ રીતે હારમારી ને હીનપસ્તીથી હરધુત થવાનીતો તું ગમગો-સારથી મેં હફતેકેશવર જમીનમાં બી આશા રાખીતી નહીં. પણ કંઇ નહીં, મારો દાહરોજ પાધરો હોતે તો મારાં માંએ બાપજ સું કરવા મરી જતે, ને બધું મને ઉંધુંચ સું કરવા સુઝ પરતે ? બસ, તારે તો સુજ્યું કરયા વગર ઉપાય નથી. સલામ ગુલ, સુખી રેહજે ! છેલ્લી સલામ ! (જવા કરેછે.)

**ગુલાં**—(ધભરાએલી) રખે એ હરવાયો જીવ પર કરે ! (કાઉસને) પણ સબર કાઉસ, તું કાંહ જસે ?

**કાઉસ**—(બાજુ) પોરી પીગલીચ હો ! (મોટે) જાંહાં જવાશે તાંહ જવસ, કુવો તલાવ નહી તો દરીયો બરીયો જે બરીયો હોસે તે પુરસ, વરી બીજુ સું કરસ !

**ગુલાં**—તારે તું સું જીવ પર કરશે ?

**કાઉસ**—તારે જીવીને શું કાંદાની ન્યાત જમારવાનો છેઉં ? હું તો દીલની ખરી ખુશીથી તુંને વધઇ કેહવા આયો, કે જે દદા સાથે લગનની જુસરીમાં હું જોરાયલો ઉતો તે જમના ઝપાટામાં આવી પેલી જેહાન જઇ ચુકીચ.

**ગુલાં**—સું તારે દીની ગુજરી ગેઇ ?

**કાઉસ**—હા. તે મારી હરૂસે કેઠી તારાં ભારૂત તરીકે તારાં પેલાં ઘેરમાં આવી રહીતી, પણ પછીથી તેં તેને તારે તાંહથી હાંકી મેલી, એટલે તે રાંન પાછી મારો ટોટો પકરતી આવીતી. એતેફાક તેવામાં દાદારે દયાથી મારી દાદ લીધી, ને તે રાનને કેથો મરકીનો તાહારયો તાવ ભરાયો જેથી તે ઠંડી થઇ ગેઇ, કે હું ખુશીથી છલાછલ થઈ ગીયો કે ચાલ ગંગા નાહયો.

**ગુલાં**—ને એ દુખભરેલા બનાવને સું તું ખુશીની વાત સમજેચ ? ધીક્કાર છે તારી પર, ને હેફ છે તારા એ ગલીચ ને ગંધીલા વીચારો પર ! એક વાર એક સકુમારી નારીની ખુબસુરતી પર મોરી પરી, તેને લગનના પવિતર ગાંઠથી તારી હકદાર મોહરદાર બનાવી, પાછલથી તેના કરતાં વધારે ખુબસુરતી જોઇ, તેને રીબાવીને માહી નાંખવાનાં પાપનાં પસ્તાવામાં ડુબી મરવાને બદલે ઓર ખુશી થાયચ? લ્યાનત છે તારીપર, કારૂં કર તારૂં મારી સાંએથી.

**કાઉસ**—(બાજુ) મારયા ઠાર. રાંનને જેમ તેમ ઠેકાણે લાયોતો ને વરી આએ તો નહીં ધારેલું કાંટાનું કટેસર થઇ ગીયું. પણ તારે હવે પાછો ફરેબ રમવો જોઇએ. (કગલીને) અરે પણ તારે મને હવે એમ બી ને એમ બી મરવાજ દે ની ! કંઇ કુવો તલાવ પુરવાજ દે ની?

**ગુલાં**—પુરતો કાંય નહીં ! આ પાપી, તું જેવાને એક ખેશી કેહવા તો સું, પણ તારાં નામ પર થુકવા બી હું રાજી નથી. ચાલ ખસ. જવા દે મને.

**કાઉસ**—નહીં જવાસે. અએ છોકરી, આટલો વારમેં તુંને ફરેબથી ઝીતવાની કોશેશ કીધીચ. પણ જારે હવે તેમાં નથી ફાવતું, તારે તો હવે હીંમતથી મારા ઠરાવ સાંભરી લે.

**ગુલાં**—ને નહીં તો ?

**કાઉસ**—ને નહીં તો યાદ રાખ આ તુંદ બીજાજની તુમાખી ઓરત ! કે મારી મોહબતનો મીઠાસ કીનાના કડવાસમાં ફેરવઇ તારૂં નખ્ખોદ વારસે.

**ગુલાં**—અએ નીચ, તું જેવા હીચકારાઓ હીંમતની ગમે એવી ડીંગો મારે, પણ તે બાયલાઓ બાતેનમાં એક બુઢ્યા ઓરત કે બચ્ચાં કરતાં બી નબેહતર હોયચ.

**કાઉસ**—એમ છે તારે— (ગાય છે.)

## ગાયન.

જાંણુ, જાંણુ ! માન, માન !
જશે તું તાણુથી-માંનથી, જાનથી.—જાંણુ, જાંણુ.
લેવસ તુંજનો જાંન, વેર મુજ લેવા,
દેવસ ન આસાન દાવ જતો દેવા.
અગર નીહતર વગર કસર તું કર હું પર નજર મીઠી,
હીત જાંણી રે દીવાની. ખચ્ચીત તો થસે હેરાંન; તું નાંદાન !-જાંણુ, જાંણુ !

**ગુલાં**—(ગુસ્સાથી)

## ગાયન.

દુર, દુર ! દુર, દુર !
પાપી રે, મુજી રે, પાજી રે, લાજી, જા—દુર, દુર.
કંઇ રે તુજનો દોર અહીં નહીં ચાલે,
નહીં હવે તુંજ તોર ચાલે કોઇ કાલે,
ચલ ચલ નિશફળ ! નિરબળ ! નિકળ આ પલ સિકલ આગળ મુજથી!
કર તું કારૂં નીચ તારૂં, થુકું ન તુજનાં નામપર, હું જરૂર,—દુર. દુર!

{ ગુલાં ગાયનના ઠાઠ વચ્ચે કાઉસને થથરાવી નાંખી હાંકી મેલે છે. કાઉસ ગુલાંથી હરધુત થવાથી નીચી મુંડીએ નાહાસી જાએછે.



# પ્રવેશ ૨ જો.

(ખરશેદજી ખાનદાનીનું ઘેર.– બેહરાંમ એખલો દાખલ થાયછે.)

**બેહરાંમ**—એના સેઠયાનોસ જાએ, માંરી સીથ ઘેના જેંગલી છે (હસે છે) એના બેજાનાની ઘેનને ઉરમુજી ઘેલુરી લેઇ ગેઈ, તેથા સેથ દોરથી દોરથી ઉરમુજીને થોં બેજીઆ બેરવા ગેઈ, ને બેહીબે થું થો મારી ભેઇરીને લેઇને નોંહસી આવી ! (હસે છે) જારે ઘેલુરી એના બેજાનાની ઘેનને લાવીને બેથાવી, થેરે મારી સીથ હસેચ, ઊરમુજી ઘેલુરી બી હસેચ, મારી બાઇ બી હસેચ, ને બેદદાં હસેચ, તેથી હું બી હસેચ. (હસે છે) આ, પણુ સીથ આવી. (ખરશેદજી આવે છે.)

**ખરશેદજી**—કેમ રે જંગલી, વરી એ અહીં સું આખ્ખાંનો મુકો કરેચ ? વરી કંઇ ઘરયાલ ભાંજીને ઘરયાલીને લાવીને સાંતવોચ કે કેમ ? (હસે છે.) જા, દોર કામપર જા.

**બેહરાંમ**—વોઓરૂંજી.

**ખરશેદજી**—(તેના જવા પછી) એનું ખાનું ખરાબ થાય, એણે બી કીધું તેટલું થોરૂં. પેલી કેહેવત છે કે નાદાંનકી દોસ્તી ઓર જીવકા હાંણુ, તેમ એની સુઝે હું વેહેમનો ભોગ થઇ નાહેક મારી પાકજાદ ધન પર બદ ગુમાન લાયો, ને મારો પોતાનો ફેસ્તો ને હુરયો બનાવ્યો. ચાલો સઉ સારૂં, જેનુ સેવટ સારૂં. એવો જંગલી ઘેરમાં ઉતો તો કંઈ નહીં તો હું સીખ્યો કે જરા જરામાં એમ ઉસકેરઇ આવી આકરા થવામાં સાર નથી. મારી ધને ને હોરમજી ઘરયાલીએ મને માફ કીધુંચ, ને એ નાપસંદ ગરબર તાંહાંજ નરમ પરી ગેઇ એજ ગનીમત છે. (બેહરાંમ આવે છે.)

**બેહરાંમ**—સીથ, બેરજાુજી સીથ મેલવવા આવીચ.

**ખરશેદજી**—કાણુ બરજોર ? આવવા દે તેવણુને.

**બેહરાંમ**—વોરૂંજી. (જાએ છે.)

**ખરશેદજી**—આએ બરજો દીન પર દીન મારે તાંહાં વધારે ને વધારે પરોતાતો જાએચ એ ખરી ખુશીની વાત છે. (બરજો આવે છે) દોસ્ત બરજો, તેં બાહર ઉભો રહી નામ મોકલવાના તાજીમ તવાજા કીધા તેથી હું ખુશી નથી.

**બરજો**—ડેંઠ યુ. (બેઉ બેસેછે.) ખરૂં કેહુંચ ખરશેદજી શેઠ કે મારા જેવા એક એખલા અદુલાને એક બેરાદરનેજ છાજતી મમતાથી સોસાયટીમાં તમો જે આરખાવોચ ને વધારોચ તે હેસાંન હું કદી કોઇ રવેસે વાલી શકનાર નથી.

**ખરશેદજી**—દોસ્ત એ તો તું ફકત તારી લાયકી બોલેચ, પણ હવે એ વાત જવા દે ને મને કેહ કે કાલે આપરા દોસ્ત સપલશાહને તાંહની પારટીમાં તું ગીયોતો કે ?

**બરજો**—હા, હું ગીયોતો ને એ પીછાંણને વાસ્તે બી હું તમુનેજ ઉપકારી છેઉં, પણ હું તો એમ કેહુંચ દોસ્ત ખરશેદ, કે આપરા કોઇ કોઇ શેઠયાઓ બી બાજે વખત પોતાનો ઠાઠ બતાવા, એકેકી રાતમાં હજારો રૂપીઆનો ધુમારો કરેચ, તેનો અરધો હીસ્સો બી તેઓ કોઈ લાયક ધરમખાતાંને મદદ થવા આપે, તો એક રાતની તે પારટીમાં થયલી વાહજી વાહ કરતાં, ગરીબોની જાવેદાન તલકની દુવા તે લોકની બેશક એક હજાર ઘણી વધારે કામ આવે. ખરેખર, આપરા આએ બુજોરગ દોસ્ત સપલ સેઠ પોતે છે તો આટલા અસીલ, ને હું અજબ છેઉં કે અવાર નવાર એવી પાર્ટીઓ પર એઓ એમ પઇસાની ધુર કરેચ.

**ખરશેદજી**—તેટલુંજ હોતે તો બર જહાનમ બેરાદર, પણ વાત તો એથી બી નબેહતર છે. (કાંનમાં) બચારાને જુગારનો બી ભારી લખ છે.

**બરજો**—મને ખબર છે. ગેઇ રાતે તમે બી નહીં આયાતાં, એટલે હું તો જમવા પછી મોરી રાત વેર થોભ્યોજ નહીં, પણ સારૂંજ થયું કે નહીં થોભ્યો. કેમકે તાંહાંતો પેહેલ્લીજ રાતથી એ હાર જીતનો પોશો શરૂ થયોતો !

**ખરશેદજી**—(અચરતીથી) હં, એવણના ઘેરમાં બી ?

**બરજો**—હા જી. ને વરી તેરાં બી કંઇ બધાં સારાં આદમીઓનેજ નહીં ઉતાં. પેલો લુચ્ચો કાઉસ, ઓરખ્યો કેની ?

**ખરશેદજી**—હા પેલો ગામનો ચોર ? હરહરતો જુગારી ? તેનું શું ?

**બરજો**—તેને બી નોતરયોતો !

**ખરશેદજી**—ખરેખર ! સપલને એની સાથ કાંહાંથી પીછાન પરી?

**બરજો**—તેનીજ સાથ એવણે પેહેલ્લી બાજી માંડી, જેથી હું તો કમકમીને માથું દુખવાનું બાહાણું કાહરી ઉઠીજ આયો.

**ખરશેદજી**—ઘણું નેક કીધું. કાઉસ જેવા એક લટખટ લુચ્ચાથી એ સેઠયાને જરૂર કરીને ચેતેલા રાખવાજ જોઇસે.

**બરજો**—પણ ખરશેદજી શેઠ, સપલશાહને એ જુગારની રમતનો બુરો લખ કેમ કરી લાગો હોસે ?

**ખરશેદજી**—એનો સબબ એક કાંહની કીસ્સા જેવો છે, દોસ્ત બરજો. કેહેછ કે જુવાનીમાં એવન એક ગરીબ પણ અસીલ પારસી

સુથારની ચેહેરે નમુન છોકરીપર મોહબતમાં ગીરફતાર થવાથી, પોતાના ધનવાન બાપની હરૂસે તેનીસે પરનીને નીકાહથી એક થયા. જે વાત એતેફાકથી એવનના બાપને કાને આવી, જેથી તેણે અચ્ચુચ તેઓને છુટાં પારી નાંખવાના ધાટકી ઇરાદાથી, ફરજયાત બીચારા સપલશાહને દેશ ચીન હડસેલી આપ્યા; જયાંથી છેક બે વરસે તે જુલ્મગાર બુઢાના ગુજર પામવા બાદ એઓ પાછા ફરયા, ત્યારે તે અબલાની ચાંપતી જુસ્સેજો ચલાવી, પણ જાને તે પાતાલનાં પેટાંમાં ગરક ગઈ હોય તેમજ આજ તક તેનો કસો પતો હાથ લાગી શકયો નહી.

**બરજો**—તારે સું તે મોહબતની નામુરાદી અને પોતાની મોહોરદારપર ગુજરેલા ગજબનો બલાપો વીસરવાનો એવણે એજ એક ભુલ ભરયો બુરો લખ સોધી કહારયો ?

**ખરશેદજી**—હા, પણ ચાહાવું ખુદાનું છે તો હજી બી એવનને એ ભુલ બતાવી આપી આપરે જરૂર ખરે રસતે ઉતારસું.

(વાત કરતાં જાયછે.)



# પ્રવેશ ત્રીજો.

(કાઉસનાં ઘરનો કંગાલ દેખાવ. કાઉસ હાથમાં પાસા સાથ ખુશીમાં દાખલ થાયછે. ને ગાયેછે.)

**કાઉસ**— **ગાયન.**

રચી બાજી, હિલાસાજીની બે છગગાની આસામાં,
થયો રાજી, હું તો ગાજી, ખરી તાસીર પાસામાં.
કોરસ { ગુલપો રમતાં બાજી જમતાં અંતે હાથે ચહડયો દાવ,
ગડબડ કરતાં, પાસા ફરતાં, બદલાયા બસ તરિયા પાવ!
મતીબાજી, અરે પાજી, થઇ તાહરીજ અંતે હાર,
હસાવીને, ફસાવીને, કિધો દાગો તો પડયા બાર. (કોરસ)
મિટાવી મેં, હટાવી મેં, ગરીબીની બુરી ચુંગાલ,
કિધો જયારે, દગો ત્યારે, થયો જરથી હું માલા માલ.(કોરસ)

"ખાનાર પીનાર ને ખોદા, આપનાર" એ કેહવતના કરનારની બોલબાલા થજો. ગેઈ રાતે પેલા ધનવાન સપલને પારાથી ભરેલા પાસાની એક ઠગાઇભરેલી બાજીમાં હું તેત્રીસ હજારની નાદર રકમ હુતી આયો. (ખુશાથી) બાઇ જોવ ! તેત્રીસ હજાર ! ગેઈ કાલે અત્યારે હું એક ભીખારી હુતો, પણ આજે તેજ વખતે લગભગ અરધા લાખનો હુ ધણી થયો, જે આ ઠગઇભરેલા પાસાના પ્રતાપથીજ થયુંચ. ખરેખર

આએ પાસા જે દેખીતી રીતે સાધારણ પાસા જેવા છે તે પારાથી ભરેલા ઠગારા પાસા છે એમ કોણ જાણેચ ને કોણ કેહેસે ?

(કાઉસ પાસા ટેબલપર મુકે છે. બરજો આવી કાઉસનું છેલ્લું વાક્ય સાંભળેછે.)

**બરજો**—હું કેહવસ ! ઠગારા લુચ્ચા, એ તારી ઠગાઈ હું જાણુંચ, ને તેથી હું કસમ પર કેહવસ કે તારી પાસે લોકોને ધુતવા પારાથી ભરેલા ઠગારા પાસા છે.

**કાઉસ**—(ઘણોજ ઘભરાઈને) હેં સું ? કોણ ? (તોતરો બોબરો) પ–પ–પણ તું છે કોણ ?

**બરજો**—હું કોણ છેઉં ? તું જાણતો નથી કે હું કોણ છેઉં ? તું જાણેચ ને તોબી અંજાણો થાયચ, તો મને કેહવાની બી કસી અરચન નથી કે હું બરજોનાં છુપાં નામ હેઠલ તેજ જેહાંગીર છેઉં, કે જે તારા મેહરજી કાકાનાં પનોતાં છાંપરાં હેઠલ નાંખલેથી મોટો થવા પાંમ્યોચ.

**કાઉસ**—હા પ–પ–પણ તું તું સું એમ કેહેચ, કે હું ક–કંઈ તારાથી બીહુંચ ?

**બરજો**—જરા બી શક વગર. તું સમાન પાપીઓ સદા હીચકારા હોયચ. જેઓ મનના મેલા હોયચ ને બદમાશોને હીમ્મત સાથે સદાનું વેર વસેલું હોએચ.

**કાઉસ**—વારૂં, પણ એ બધું કહીને તું કેહવા સું માંગેચ ?

**બરજો**—એટલુંજ, કે ગેઈરાતે સપલસેઠને ખોટા બનાવટી પાસાથી તું તેત્રીંસ હજારની પાદશાહી રકમ ધુતી આયોચ.

**કાઉસ**—પ–પ–પણ તારા પા–પાસ તેના પુ–પુ–પુ–પુરાવા સું બરયાચ જે ?

**બરજો**—(ટેબલ પરથી પાસા ઉંચકીને) આએ પાસા. એથી વધારે સાહદત સું જોઈસે ?

**કાઉસ**—(તેને વળગી પડીને) બચ્ચા હમણાં ને હમણાં પાસા છોર ! હું તુંને કાચ્ચો કરડી ખાવસ નહીં તો કે તારૂં ખુન કરસ.

**બરજો**—( એક આંચકા સમેત કાઉસને હટાવીને ) દુર રેહ, તારા પાપી હાથોથી મારૂં તન બદન અપવીત્ર ના કર. તું મારૂં ખુન કરવાની ડીંગ મારેચ, પણ તું રગેરગ એટલી હલકી પંકતીનો હીચકારો છે કે જોકે ખુન કરવાં એ હીચકારાઓનોજ પેશો છે, તોબી એ જાતના કંઈક હીમતી હીચકારાઓથી બી તું તો ઉતરતો છે. તું જેવા નાતવાન લોંખડી બાયલાઓ ઉધરતી પારસી ઓલાદનું જાણે એક લાયબલ છે.

કાઉસ—(ઉસકેરાયલો) વારૂ, વારૂ, હવે તું ઘણો મકોરી પેહલવાન છે તે હું જાણુંચ, પણ તું કેહવા સું માગેચ તે કેહની ?

બરજો—એટલુંજ, કે વગર ગરબરે સપલસા પાસ માફ માંગી એ પાસાની ઠગાઇથી મેલવેલા તેત્રીસ હજાર તારે તેવણને હવાલે કરી દેવાય, કે એ પાસાની સજામાં બટંએ જવુંચ ?

કાઉશ—(બાજુ) નખ્ખોદ પર નખ્ખોદ ! આએ કાંહ આપદા! (મોટે) બેરાદર જેહાંગીઃ—

બરજો—ખબરદાર ! હું જેહાંગીરનાં નામે અહીં મુંબઇમાં ઓરખાતોજ નથી, ને તે ઉપરાંત તું જેવા બદમાશનો બેરાદર કેહેવા-વાને બી શરમાઉંચ.

કાઉસ—વારૂં તારે બરજો. (કાંને લાગીને) જો એ તેત્રીસ હજારમાંથી ત્રણ હજાર હમણા હું તુને અહીં ને અહીંજ આપવા તૈયાર છેઉં; ચાલ બોલ સાટું કરેચ ?

બરજો—નીચ, એવી હરામ વાસનાઓ બધી તુંનેજ મુબારક. તું સું મને તારા જેવોજ હરહરતો બદમાશ ને પઇસાનો ગોલાંમ સમજેચ, કે એક સચ્ચાઇ પોકારતી મારી જુબાંનનું તાલું સુન્નાની ચાવીથી બંધ કરવા માંગેચ ?

કાઉસ—(બાજુ) જોઇએ કંઇ દમથી વલેચ ! (મોટે) ઠીક છે, તારે હું બી હવે છેલ્લે પાટલે બેસુંચ. તું મારા પર જે વાંક મુકેચ તેનો હું ધીક્કાર સાથ ઇનિકાર કરૂંચ.

બરજો—એમ છે, તો આગલ સું કરવું તે મારૂં કામ છે.(જવા કરેછે.)

કાઉસ—(ગભરાઇને) અરે થોબ, બાપુ થોબ. (બાજુ) સત્યાનાસ ગીયો જમની કાની પુઠે લાગોચ, તે મને એ રકમ જરવા દેવાનો નથી. (મોટે) મને માંફ કર દોસ્ત, જો તું એમજ હઠ લેઇ બેઠો તો તું જે કેહચ તે હું કબુલ કરૂંચ.

બરજો—ઠીક છે, તારે હું હમણા સપલસેઠ પાસથીજ ચાલી આયોચ ને મેં તેઓને મારી પછવારે પાં કલાકમાં તારે નામે અહીં તેરેલા છે.

કાઉસ—(ગભરાઇને) અહીં ? મારા ઘેરમાં ?

બરજો—હા ! પણ મેં તેઓને તારૂં પાપ કસું કહયું નથી. હવે તારે એટલુંજ કરવુંચ કે તેઓ આવે તારે તે હરામથી મેળવેલા દોલત તેવણુને હવાલે કરવી, ને તેઓને સમજાવી લેવાનું મને સોપવું.

**કાઉસ**—ને તારે હવે તમે તો અહીંથી ખનીવંજો લેઓછ કેની?

**બરજો**—જાય કાંહ ? હું તારી છાતી પર અહીંજ બેસસ, પણ જાહેરમાં બેસસ તો સપલ સેઠને કંઇ વેહેમ જસે, તેથી હું આએ પાસેના ઓરડામાં ભરઇ રહેવસ, ને ત્યાંથી મારી ખાત્રી કરસ.

**કાઉસ**—(છુપી ખુશીથી બાજુ) પાસેના ઓરડામાં ? (દબાયલે સાહદે-મોટે) મારે કબુલ છે. (બારણું ઠોકાય છે.) એ પણ સપલસેઠ તો આયા! (ઉતાવલથી) આવો દોસ્ત બરજો, આએ ઓરડામાં ભરઇ જાઓ. (પાસેના ઓરડામાં બંધ કરી, બાહરથી સાંકલ દે છે.) કંઇ નહીં બચ્ચા, હવે લાગે તો તીર નહીં તો તુકકો. જોઇએ હવે તું બટએ જાએચ કે હું

**સપલસા**—(અંદરથી) કાવસજી છે કે ? કાવસજી બા ?

**કાઉસ**—હાજર મુરબ્બી આવો સપલસેઠ. (સપલ આવેછે.) પધારો સાહેબ, તમારાં નેક કદમથી મીસ્કીન સેવકની જુંફરી પવીતર થઇચ.

(ખુરસી આપેછે.)

**સપલસા**—કાવસજીબા. દોસ્ત બરજો મને કેહતાતા કે તમે કંઇ અતી જરૂરનાં કામસર તમારાંજ મકાનમાં મને મલવા માંગોચ ?

**કાઉશ**—જી હા. એક હરરતા લુચ્છાની લુચ્છાઇ વીસે તમો મુરબ્બી સાથે મને એકાંતમાં બે વાત કરવીચ.

**સપલસા**—કોણ લુચ્છો ?

**કાઉસ**—એક તમારો દોસ્ત, કે જે નીચ તમારી આગળ મોરના પીછાંમાં કાગરો ને ફરેસ્તાનાં રૂપમાં શેહેતાન છે, ને તે જવાંનને વાસ્તે સાહેબને ઘણું માન છે.

**સપલસા**—(ભારે અચરતીથી) તમે એ શું બોલોચ ?

**કાઉસ**—હું જે બોલુંચ તેનો હરફે હરફ રાસ્ત ને અક્ષરે અક્ષર સચ્ચાઇથી ભરપુર છે. સપલશેઠ, તે બદમાશ સાધુના સાલ્લા હેઠલ એક હરહરતો લુચ્છો છે, લુચ્છો !

**સપલસા**—પણ કોણની લુચ્છાઈ વીશે તમો ભાઇ એટલા જોરથી બોલોચ તે કંઈ સમજ પરે !

**કાઉસ**—સાંભલો સાહેબ. આજે સહવારે તે લુચ્છો મારી આગલ પારાથી ભરેલા પાસા લાવી, મને કેહવા લાગો કે તમારી સાથ તેને હીસાબે મારે બાજી માંડવી, ને એ ઠગબાજીથી હું જે તમોને ઘાલરીને જીતી આઉં તે દોલત સરખે ભાગે અમારે વેંહચી લેવી.

**સપલસા**—(ગુસ્સાથી) હેં ?

**કાઉસ**—હા, આગલ તો સાંભરો, મુરબ્બી ! મને તેની એ લ્યાનતી દરખાસ્તથી ઝનુન તો એવું આયું કે તેને જીવતો ને જીવતો ફારી ખાઉં, પણ સામટો વીચાર કરી હું ખામોશ રહી ગીયો, ને જાણે તેનાંજ મતનો હોઉં તેમ તેનાં પેટમાં ભરઈ ગીયો, ને પછી તેને તમારી આગલ પકરી આપવા ને ઉંધારો પારવા મેં તમોને અહીં વેર તસદી આપવાનું દુરૂસ્ત ધારયું, સાહેબ.

**સપલસા**—(ગુસ્સાથી) પણ તે એવો એ માંથાનો બદકાર કાંહ છે ? કોણ છે ?

**કાઉસ**—તે અહીંજ છે. આએ રહયો.

(કાઉસ ઝપાટામાં બારણું ઉંધાડી બરજોને ગલચીમાંથી પકડી બહાર કાઢે છે.)

**સપલસા**—(અચરતીથી) કોણ બરજો !

**કાઉસ**—હા બરજો. (બરજો ફગલાય છે. સપલસા દંગ થાય છે)

**સપલસા**—ઓ ગજબ ! તારે દુન્યામાં કોણ પર એતબાર લાવવો ? સારૂં, સારૂં, બરજો ! તમારા જેવા બાહરથી ધોત્તાધોત્તા પણ બાતેનમાં એવા મેલા બદમાશો—

**બરજો**—(ગુસ્સાથી) ખામોશ, ખામોશ, સપલસેઠ તમો મને ગેરઇનસાફ આપોચ. (કાઉસને) લ્યાનતી કુતરા ! તું એકાદ બે પલ એ કાવત્રાંમાં ફાવી નીકલસે, પણ અંતે જેમ સુરજ પર ધુર ફેંકનાર પોતે તેના છંટકાવથી આંધરો થાયચ, તેમજ તું નીચ તારાં પાપની શરમીંદગીભરી હાર આએજ ધરીએ જોસે.

**કાઉસ**—સપલસેઠ જો મારૂં કેહવું ખરૂં નહીં માનતા હોવો તો જુઓ, એનાં પાપની જાહેર ને જીવતી જામીનગીરી જે પેલા ઠગારા પાસા છે તે એનાં ગજવાંમાં હમણા બી મૌજુદ છે. લાવ, પાસા કાહર. ચાલ પાસા કાહર ! અરે પાસા કાહારની સાહુકારના છોકરા, તાટ કેમ થઇ ગીયો ? ફીકરી કેમ ફાટી ગેઈ ?

(જબરીથી જાંહગીરનાં ગજવાંમાંથી પાસા ખેંચી કાઢેછે.)

**સપલસા**—અરે આએ સું ગુંચવારો ! કંઇ સમજ પરે !

**બરજો**—સપલશેઠ, જ્યારે મારે લગતું હરહરતું જુઠું તમોને આએ નીચ સમજાવતોતો, ત્યારે બારણાંને બહારથી એ હરહરતા હીચકારાએ

સાંકર દીધેલી હોવાથી હું બાહર આવી શકયો નહીં, બાકી નહીં તો તેજ વખતે બાહર આવીને હું એની જુઠ્ઠી જબાંદરાજીનો સવાદ ચખારતે—

**કાઉસ**—હેં, આવી પાક બેહયાઇ ! સાંભી ચોર પર ચપની ! આએ પાસાની સાહદત તારાં ગજવાંમાંથી ખેંચી કાહરવા છતાં હજી તું સતો થઇ તારૂં પાપ નામુકર જાએચ, ઠગારા લુચ્ચા !

**સપલસા**—બરજો, તારે મને ખાત્રી પુરવક સમજાવો કે તમો પેલા ઓરડામાં કેદ કેમ પરયા, ને આએ પાસા તમારાં ગજવાંમાં કેમ આયા ?

**બરજો**—તે બધી લંબાણ વાત છે, જે હું નચીતે સમજાવસ.

**કાઉસ**—જોયું કની સાહેબ. સું સમઝાવે ? પાણી મરી ગીયેલાંરે સાહેબ, એ તો અમથો ઘી લગારીને ગોરો થાએચ.

**બરજો**—હાલ તો પોલીસને બોલાવી હું આએલુ ચ્ચાનું પાંખરૂં પકરાવી દેવા માંગુચ.

**કાઉસ**—હેં લે ! ચોર કોટવાલને દંડે તેમ તું પોલીસનો દમ ભરાવસે, તેથી હું કંઇ બીહી જવસ ને તુંને જતો મુંકસ, એમ કે ? અરે લુચ્ચા જરા તો શરમા ! જરા તો શરમા !

**બરજો**—સપલસેઠ, તમે આએ બુરા પર નજર રાખજો. હું એક ઘરીમાં પોલીસની મદદ સાથ પાછો આવસ.

(જવા કરે છે. કાઉસ અટકાવેછે,)

**કાઉસ**—અરે બચ્ચા, એમ તાલ કરી વટેણા કાંહ વાવી જાએચ? સપલ શેઠ પકરો, એને જવા ના દેતા, હુંજ જઇને સીપાઇને બોલાવી લાઉંચ. (જવા કરેછે.)

**સપલસા**—નહીં, ઉભા રેહો, હું પોતેજ જઇને એક ઘરીમાં પોલીસને બોલાવી લાઉં.

**કાઉસ**—(ઘણો ઘભરાઇને)મારયા ઠાર ! ડોકલાં બેઠાં ! (મોટે) વારૂં વારૂં થોભો થોભો. હવે ત્યારે જવા દેઓ એ બધી ખટપટ. સપલશેઠ, હું મારો વાંક કબુલ કરૂંછ. આએ ઠગારા પાસા મારા બનાવટી છે, ને એ પાસાથી હું તમોને ગેઈ રાત્રે તેત્રીસ હજારની રકમ ધુતી આયોચ.

**સપલસા**—(પોકારીને) હેં ?

**કાઉસ**—તે રકમની પઇએ પઇ હું ઓજરખાહીસરી મારી માંગી તમોને પાછી અદા કરૂંચ, ને હવે મને જતો મુકો.

**બરજો**—દોજખી કુતરા, હવે તુંને જતો તે કેમ મુંકાસે ? તેં તારૂં પાપ છેલ્લી ઘરીયે બી મારા પર ઓરવવાના પછારા મારી, તારી તરફના મારી દયા કરવાના સઘલા વીચાર છતાં મારી સઘલી દયાને તેં દુર કરી નાંખીચ. ને તેથી હમણુજ પોલીસને બોલાવી—

**સપલસા**—નહીં દોસ્ત બરજો, એ નાલાયક નીચ તરફથી. તેમજ તમોને મેં પોતે કરેલા ગેરઇનસાફ માટે એકઠી માફ હું માગી લેઉંચ. એવા અધમ પાપીઓને સજા તો થવીજ ઘટેચ, પણ એક પલ ગંભીર વીચાર કરતાં મને એમ લાગેચ કે વચ્ચે મારૂં નામ જાહેરમાં ભુંડું થસે, ને તેથી મારે ખાતર એ મુજીને પરતો મેલો. એટલી મારી પર નવાજેશ કરો. એને એનું પાપ મારસે.

**બરજો**—એર મુરબ્બી, તમારી એવીજ ખાહેશ છે તો હું લાઇલાજ છેઉં, ને હવે હું આએ પલીદ મુકામમાંથી રૂખસદ લેઉંચ, (જવા કરે છે.)

**સપલસા**—જરા થોભો, દોસ્ત બરજો; મારા ગુમાવેલા તેત્રીસ હજાર આએ લ્યાનતના કુતરા પાસથી પાછા મેલવવા દેઓ કે હું બી તમારીજ સાથે આએ બદીનાં મુકામમાંથી ચાલતો થાઉં. (કાઉસને) લાવ રે ઓ ઠગારા લુચ્ચા, કાંહ છે પેલી દાગાથી પરાવી લીધેલી મારી પાદશાહી અનામત ? (કાઉસ નીચી મુંડીએ લેવા જાય છે.) દોસ્ત બરજો, મારા પર કરેલાં આએ હેસાનના બદલામાં એ મીસ્કીન અવેજ મારા પર નવાજેશ ફરમાવી તમે બાહાલ રાખો.

**બરજો**—નહીં સપલ સેઠ, હું તમારો વીશ્વાસ ને તમારૂં માન પાછું પામ્યોચ એજ બસ છે. મને એવાં ધનની તે કીરતારની કરમ બક્ષેશથી અગત નથી, ને તેથી હેસાનથી તેમજ બોહસથી હું એ તમારી ભેટ નામંજુર કરૂંચ.

**સપલસા**—તારે હું નાચાર છેઉં, પણ એ હરામ પેશામાં મેં ગુમાવેલી એ ગંજાવર રકમ હું મને પોતાને એક સજા તરીકે પાછી લેવા માંગતો નથી. એ રકમ હું અતરેનાં જુદાં જુદાં લાયક ધરમ-ખાતાંઓમાં તે ખાતાંઓની હાજત ને અગત પ્રમાણે આપી દેવસ, ને વરી તમોએ જુગારના પાપી લખ સાંમે મારી આંખ એવી રવેસે ઉઘારી આપીચ કે આજ પછી એ નીચ નજીસ પેશામાં મારા હાથ અપવિત્ર નહીં કરવા તે કીરતારને નામે હું દીલોજાનથી કસમ લેઉંછ.

**બરજો**—એ તમારા બેઉ નેક ઠરાવોથી હું બેહદ ખુશી છેઉં. ફરી નહીં જુગાર રમવા વીસેના તમારા પવીત્ર કસમને સદા વલગી રહેવાને ખુદા તમોને નેક તોફીયત બક્ષો. (કાઉસ અવેજ લાવી આપે છે.)

**સપલશા**—બેરાદર બરજો, હવે આપરે આએ દોજખી મુકામ તજી જસું ?

**બરજો**—બેશક (જતો જતો) હે નીચ, હજી બી સુધરજે. યાદ રાખજે કે તારાં કીધેલાં કરતુકોનો જવાબ આપવા મોરે વેહેલ્લે તે સાહેબની દરબારમાં તારે જવું છે ને છેજ ! (બંને જાય છે.)

**કાઉસ**—(ઘણોજ ગમગીન) થઇ ચુકું ! ધારયું સું ને થયું સું? આએ રખરતા રઝરતા પોરયા જહાંગીરમાં આટલાં પાણી છે એ તો મેં આજેજ જાણ્યું. અરે હું ભલા ભલાને ખીસામાં મેલનાર, ને મારા ડોરાના તાપ ને દમામના દાબમાં ધરીની વચમાં દબરાવી નાંખનાર, તે એ દુકતાથી દબી ગીયો ? અફસોસ, જેમ ધોબીનો કુતરો નહીં ઘેરનો કે નહીં ઘાટનો તેમ હવે મારો ભુખે મરવા વગર છુટક નથી. હું જે પગલું ભરૂં તેમાં હીણપસ્તી સાથે હાર ખાઈ મને પાછુંજ હટવું પરેચ, ત્યારે એવાં કંગાલ જીવતરે જીવ્યા કરતાં તો મરવુંજ ભલું. એવી હાયવેલા ને હાદેસાઓ વચ્ચે અવટયાં મારવા કરતાં તો હવે ઝેર ખાઇને આએ મારી થઇ પડેલી જીંદગીનો રસ્તો લાવવોજ બેહતર છે. (ગમગીન જતો રહે છે.)



## પ્રવેશ ચોથો.

(માતબર મેહેલનો એક ઓરડો. ગુલાં ગલેબંધ ગુંઠતી ગાયન ગાતી દાખલ થાયછે.)

"SWEET HOME."

Mid pleasures and palaces though we may roam,
Be it ever so humble there's no place like Home;
A charm from the skies seems to hallow us there,
Which, seek through the world, is nor met with elswhere.

CHORUS.

Home, Home, sweet, sweet Home,
There's no place like Home,
There's no place like Home !

**મેહેરજી**—(ગાયણ પુરૂં થતાં દાખલ થઇને) દીકરી ગુલાં, તારા મરનાર જાલેજર કાકાના પેલા વીસવાસુ પેસતનશાહ સોલીસીટર તરફથી ટપાલમાં હમણાંજ એક કાગલ આયુંચ.

**ગુલાં**—તેવણુ કાગલમાં સું લખેચ, બાવાજી ?

**મેહરજી**—તેવણ આપુને મુંબઈ પોતાને તાંહ પાંચ દાહરા ધણી ઓંહસથી મેહમાન બોલાવેચ, તે એવા કદરશનાસનાં ઇજનને આપરે પાછું ફેરવ્યે તે સોભસે નહીં વાસ્તે જવું પરસે.

**ગુલાં**—જેવી તમારી મરજી.

**મેહરજી**-ચાલ, તારે મારાં તેમજ તારાં કપરાં વગેરે તૈયાર કરવાની તું ગોઠવણ કર, કે રાતનીજ મેલમાં અતરેથી ઉપરી જઇયે. (બેઉ જાય છે.)



## પ્રવેશ પાંચમો.

{ પેસતનશાહનાં ઘરનું એક સાદું દીવાનખાનું. ખરશેદજી ખાનદાની તથા સપલસા સાહુકાર સામ સામેથી આવતા જણાય છે.

**ખરશેદજી**—હોલ્લો દોસ્ત સપલસા, કયારે આયા ?

**સપલસા**—પાંચ મીનીટ થઇ, હમણાંજ ડ્રૉઇંગ રૂમમાં પેસતનશાહ ને તેઓના પેલા સુરતી પહરોણા મેહરજી ને તેવણની દીકરીને હું મલ્યો. ખરજો બી આવેલા છે. તેવણુથીજ મેં જાણ્યું કે તમે બી આવેલા છેઓ.

**ખરશેદજી**—હા, હું તો પાંચ વાગેનો આયોચ. આજના ઇનવીટેશનની ચીઠ્ઠી તો આવેલી ઉતી, ને વરી બપોરે પેસતનશા બી અંગ્રેજ બજારમાં મલ્યા. તારે કેહજે મારા સુરતી પરોણા મેહરજીને આવતાંવાર તેવણના ભુંડા ભત્રીજા કાઉસના આપઘાતનો ઘણોજ ગમ લાગોચ.

**સપલસા**—હેં, ત્યારે શું કાઉસે આપઘાત કીધો ? મને તો ખબર બી નહીં પરી.

**ખરશેદજી**-જીહા, બધું લાગતાં વલગતાંઓ એ દાબ દબાણ કરાવ્યું. કેવો કમબખ્ત ? બાપ કાકાઓ કેવા નામી, ને એ છોકરો પોતાની બદચાલને ફંદ ફરેબને લીધે અંતે, શું ફેજે પોંહોચ્યો તે જોવો !

**સપલસા**—એમજ છે, દુન્યામાં એવા બુરાઓનો ફેજ અંતે એજ થાયછ. ઘણા મોટા અફસોસની વાત છે.

**ખરશેદજી**—હા. પણ આજે તમોને અત્રે આવવા વાસ્તે લેટ ઘણું થયું ?

**સપલસા**—હા દોસ્ત ખરશેદ. (ગમગીનીથી) મારી કમબખ્ત ધણીયાનીની જે દુખની વાત મેં તે દાહરે તમારી આગલ કીધીતી તે વાતનો પતો હું અંતે નહીં ધારેલી રીતે આજે મેલવવા પામ્યોચ.

**ખરશેદજી**—(ઉલટથી) ત્યારે સું અંતે તમારાં કમનસીબ ધણ્યાણીનો પતો મલ્યો ?

**સપલસા**—મલ્યો ખરો. તેની જઇફ માતાનાં મોહત પછી તે મારી કમનસીબ કુંવર જવાન વયે આએ બોહલી ધરતી પર રવરી પરી, અને પછી મુંબઇમાં એક ગરીબ પણ દયાલુ કુટુંબને આસરે તે પોતાના એકનાંએક બચ્ચાં સાથે જઇ રહી.

**ખરશેદજી**—તારે સું તમુને તમારા બાપે જબરીથી ચીન મોકલ્યા તે દરમ્યાન તે કમનસીબ અબલા હમેલદાર ઉતી ?

**સપલસા**—હા, અને રહી રહીને છેક આજે એતેકાકથી મને મલેલી સઘલી બાતમી મુજબ માલમ પરેચ કે તેણીએ એક બેટાનો જનમ આપ્યો હતો, પણ ગરીબાઇનાં સંકટ અને સંતાપ વચ્ચે તે બચ્ચાંનો કકલાત ને હાએવેલા મારી કુંવરથી નહીં ખમાયાથી એક દાહરો કુંવરને કંઇ અજબ ફીકરૂં થઇ આયું. તે એ બચ્ચાંને લઇ એક સ્ટેસન પર ગેઇ, ને કોઇ પારસીને તેણે અરજ કીધી કે "આએ બચ્ચાંને એક મીલીટ સંભાલસોજી ?" ને પછી પોતે તાંહથી નાહસી ગેઇ,

**મેહરજી**—(ઉતાવલમાં ધસી આવીને) હેં ? સું ? ઇસ્ટેશન પર બચ્ચું એક મીલીટ સંભાલવા આપ્યું ?

**સપલસા**—
**ખરશેદજી**— } સું છે, મેહરજી સેઠ, સું છે ?

**મેહરજી**—દોસ્તો, મને માફ કરજો, કેમકે તમારી એકાંત વાતમાં મેં નહીં ઘટ્ટી ખલલ કીધીચ, પણ હું આએ ઓરડા આગલથી પસાર થતાં તમોને અચ્છરતાં એમ બોલતાં સાંભરવા પામ્યો કે ઇસ્ટેશન પર કોઇ પારસીને એક છોકરૂં તપાસવા આપી તે બૈરી ગુમ થઇ ગેઇ.

**ખરશેદજી**—હા, તેનું સું ?

**મેહરજી**—તે પારસી હુંજ છેઉં.

**સપલસા**—(ઉલટથી) હેં, તારે સું મારા બેટાનો પતો હજી બી મને મલસે ? ઓ કેહો મેહરજી સેઠ, કેહો, કે તે મારો હકદાર બેટો કોણ છે ? કાંહ છે ? સું તે હૈયાત છે ?

**મેહરજી**—અફસોસ સદ હજાર અફસોસ સપલસેઠ, કે તે બેટાને નાંધલેથી મોટરો કરી હું પેટનાં બચ્ચાં પેરે ચાહવા ને પાલવા પાંમ્યો,

પણ ફકત એકજ વરસની વાત પર મારાં ઘેરથી નારાજ થઇ તે મારૂં ઘેર છોરી ગીયો, ને હમનાં બે ચાર મહીનાની વાત પરજ હું જાણવા પામ્યોચ કે તે બચારો બેહેસ્ત પાંમ્યો !

**સપલસા**—(રડીને) ઓ ગજબ ! અરે અફસોસ, નહીં ધારેલો જાહરે મારા બેટાનો પતો મલ્યો, ત્હારે આએ નવી નાઉમેદી! નવો જખમ!

(બધા રડે છે. પેસતનશાહ દાખલ થાય છે.)

**પેસતનશા**—(દાખલ થતાં—અચરતીથી) અરે એ સું ? દોસ્તો, તમો બધા આંખ પાણી ભરોચ તેનો સબબ સું !

**મેહરજી**—પેસતનશા સેઠ, અમે બેઉ ખરા કમનસીબ છૈયે. મારા ઘેરમાં જેહાંગીર નામનો જે જવાન બચગીથી પલાયો ને મોટ્ટો થયો હતો, તેના આએ સપલસા હકદાર પીતા ઠરયાચ.

**પેસતનશા**—(અજાયબી અને ખુશીથી) કોણ, સપલસેઠ જેહાંગીરના પીતા ? યા ખુદા, હું સું સાંભરૂંચ ?

**ખરશેદજી**—તમે ખરૂં સાંભરોચ, મારા દોસ્ત ! તે જેહાંગીર એવણનોજ હકદાર બેટો છે.

**મેહરજી**—તે જવાન મરી ગીયો. પણ—

**પેસતનશા**—નહીં દોસ્તો, હવે ગમ મોકુફ કરો ને ખુશી થાઓ કે જેહાંગીરને તમે મુવેલો જાણોચ, પણ તે મુવેલો નથી.

**સપલસા**— }
**મેહરજી**— } ત્હારે સું જેહાંગીર હૈયાત છે ?

**પેસતનશાહ**—હા, હૈયાત છે એટલુંજ નહીં, મુંબઇમાં છે એટલુંજ નહીં, પણ તે આએજ ઘેરમાં ને આએજ છાપરાં હેઠલ હમણાં પાસેના ઓરડામાં છે.

**સપલસા**—(અધીરઇથી) સું પાસેના ઓરડામાં ?

**પેસતનશા**—હા. મેહરજીસેઠ, હું આજે જેહાંગીરને તો તમારે હવાલે કરવાનોજ ઉતો, પણ હું નહીં જાણતોતો કે જેહાંગીરને તેના બાપ સાથે ને એ બાપને જેહાંગીર જેવા સપુત સાથે મેલવી આપવાનું માન બી મારાંજ નસીબમાં લખેલું છે.

**સપલસા**—(અધીરાઇથી) અરે પણ ત્હારે તે કોણ ?

**પેસતનશા**—બરજો !

**સપલસા**—કોણુ, બરજો મારો બેટો ? આ હું હરખથી ફાટી જવસ. યારો ખસો, મને તેને ગોદમાં દાબવા દોરી જવા દેઓ.

[ઉલટમાં દોરી જાય છે.—બધા તેની પછવારે જાયે છે.]



## પ્રવેશ છઠ્ઠો.

{ પેસતનશાહનાં ઘરનું એક આરાસ્તે દીવાનખાનું. ગુલાં તથા જાંહાગીર દેખાય છે,

**ગુલાં**—જી એ તો ખરૂં, પણ તમારી શીકલ કંઇ ઘણીજ મારાં ધ્યાનમાં આવેચ, બાવાજી બી મને ત્હારના એમજ કહેતાતા કે આએ ચેહેરો આપરે કેથે જોયોચ.

**જેહાંગીર**—નહીં બાનુ, તમે ને તમારા નેકનામ પીતાજી કોઇ એક મલતા ચેહરા વીશે ભુલાવો ખાતાં હોસો !

**ગુલાં**—ત્હારે હોય બી, પણ તમે બોંમ્બેમાં ઘણુંના રેહવાસી હોસો ?

**જેહાંગીર**—હાજી.

**ગુલાં**—(શરમઇને) ને તમારાં બૈરી છોકરાં ?

**જેહાંગીર**—બૈરી છોકરાંમાં તો સેવક પોતે ! (હસેછે.) બાનું હું કુંવારો છેઉં, (ગુલ શરમાય છે, ને રોમાલ હાથમાં લેઈ રમ્યા કરેછે.) ને હવે કેથે ગોઠવઇ જવાનો વિચાર છે. કેમ બાનું, કંઇ બોલતાં નથી ? (જરા વાર થોભીને પાસે જતાં) ગુલબદન ગુલ—

**ગુલાં**—કોણુ, તમે કોણ છેઓ ?

**જેહાંગીર**—વહાલી ગુલ, તું મને જે ધારેચ તેજ હું છેઉં ! હું તેજ જેહાંગીર છેઉં કે જે—

**ગુલાં**—(હરખથી) કોણુ, જેહાંગીર ?

**જેહાંગીર**—હા જેહાંગીર ! મીઠી ગુલ, બરજો મારૂં નામ નથી, ને મુંબઇ મારૂં વતન નથી, પણ આએ ખુદરતના ફેરફારો સાથે હું તેજ તારો સદાનો સાદો જેહાંગીર છેઉં—

**ગુલાં**—આ જેહાંગીર, જેહાંગીર, અમે તો તુંને મુવેલો સમજીને રરી રરીને મરી ગીયાં !

**જેહાંગીર**—તે તમો નેકનામોની મારા તરફની સાચ્ચા પ્યારની નવી સાહાદત ને જીવતી જામીનગીરી છે.

**ગુલાં**—પણ જેહાંગીર, તુંને શ્હેર તજી જવાની કોણે સલ્લાહ આપી?

**જેહાંગીર**—એ ઘણી લાંબી વાત છે જે હું પછી વીગતે જણાવસ, પણ ટુકમાં જાંણ કે તારા નેકનામ મરહુમ જાલેજર કાકાએજ મને સલ્લાહ આપી પેસતનશાહના તાબામાં સોંપ્યોતો, ને તારી વરસગાંઠને દાહરેજ આપુને અતરે એકઠાં મેલવવાને તેઓને ફરમાસ કીધીતી.

**ગુલાં**—અં: તારે પેસતનશાહની મતલબ હવે મને સમઝ પરી.

**જેહાંગીર**—વહાલી ગુલ, હવે એ વાત જવા દે, ને મને કેહ કે હવે સું તું મને ચાહેચ? હવે તું મને તારા ભરથાર તરીકે કબુલ રાખસે?

**ગુલાં**—(ઘણીજ શરમાઇને—ધીમે સાહદે) હા વાહલા જેહાંગીર પણ હવે ચાલ બાવાજીને મલવા જઇએ. તેવણ તો તુંને જોઇને હરખથી ઘેલા બની જસે.

**જેહાંગીર**—તે નેક બુજર્ગને ગોદમાં દાબવા મારૂં જીગર ઓછું અધીરૂં પરચુંચ એમ નથી, વાસ્તે ચાલ. (અંદર જોઇને) અરે પણ પેલા સપલશેઠ ગાંડા હાથ્થીની કાની ધસ્યા કાંય આવતા હોસે વારૂં?

**સપલસા**—(અંદરથી) કાંહ છે જેહાંગીર! કાંહ છે તે મારો હકદાર બેટો!

**જેહાંગીર**—(અજાયબીથી) જેહાંગીર બેટા! એ સું બોલેચ?

**સપલસા**—(દોરી આવીને ભેટતાં) મારા દીકરા!

**જેહાંગીર**—(દબાઇને) મુરબ્બી; હું હજાર વાર તમારો દીકરો, પણ આએ કંઈ અસાધારણ મોહબ્બતનો બાયસ મને સમઝાવશો?

**સપલસા**—બાયસ? બાયસ સમઝાવવાની મારામાં તાકત નથી, મને હવે બેસવા દેઓ, હું હરખથી આજેજ થયોચ(ખુરસીપર બેસી જાયછે.)

**જેહાંગીર**—યા ખુદા, એવું તે શું છે! કોઇ કેહસો?

**પેસતનશા**—તે હું કેહું! બેરાદર જેહાંગીર, એવણ તારા બાવા થાએ.

**જેહાંગીર**—(ઘણીજ અચરતીથી) મારા બાવા?

**સપલસા**—હા! હું તારો હકદાર બાપ, મારા બેટા! (ભેટેછે.)

**જેહાંગીર**—ઓ બાપ, હું નથી જાણુતો કે કીયા સબબો ને સાહદતોથી તમો મારા બાપ થવા ને ઠરવા પામ્યાચ, પણુ આટલું તો હું પેહલ્લાંથીજ કેહવસ, કે જે દીવસથી મેં તમોને જોયાચ, તેજ દીવસથી મારૂં જીગર તમો તરફ કંઇ નહીં સમજી શકાય એવા હરખ ને માનનાં જોસ સાથ ઉછલ્યા કરતુતું. પણુ સબર ! મારા પીતાને હું ગોદમાં ચાંપવા પામ્યોચ તો મારી માતા વીસે બી હું તેટલોજ નસીબવાન છેઉં કે નહીં ?

**સપલસા**—નહીં દીકરા, જ્યારે તું દુધમલ બાલક ઉતો ત્હારની તે ગુજર પામેલી છે, પણુ બેહસ્તમાંથાબી આજના આ સુખા હીગામને તે આશીરવાદ દેસે.

**મેહરજી**—પણુ દીકરા જેહાંગીર, એ તારાં સુખમાં તું મને તો વીસરીજ ગીયો ?

**જેહાંગીર**—તમોને વીસરૂં ? કોઇ કાલે બી નહી. મારા મુરબ્બી, મારા સદાનાં સીરછતર, એક ધનવાન બાપનો આસરો તો હું આજેજ પાંમ્યોચ, પણુ આજવેર જેણે એક સગા બાપની જગા રાખી, તેના તરફ નીમખહરામ થવા પેહલ્લાં હું પોતે આએ જોતા ચસ્મોથી આંધરો થઇ જવાને રાજી થવસ.

**મેહરજી**—મારા દીકરા, તારી ભલઇ ને સચ્ચાઇમાં હું કદી ઠગાયો નથી.

**જેહાંગીર**—મુરબ્બીજી, આએ મારી ભવીશની મોહરદાર છે. જેમ એક દીકરો પાંમવા માટે તમો ખુશ છેઓ, તેમજ આએ મેહરજી સેઠની એક અસીલ બેટીને તમારી વહુ તરીકે બાહાલ રાખવાને બી ખુશી થાઓ.

**સપલસા**—હજાર વાર મારા બેટા !

**મેહરજી**—શુકર ત્હારે તે દાદગરના કે અંતે મારી તેમજ મારી બેહસ્તનની મુરાદ બર આવી. દીકરી ગુલ, સસરાજીને પગે લાગ.

**ગુલાં**—(સપલસાને) મુરબ્બીજી, હું પગે લાગુંચ. (પગે લાગેછે.)

**સપલસા**—જીવતાં રેહો, મારાં બચ્ચાંઓ, જીવતાં રેહો ! મેહરજી સેઠ, તે કીરતારે જેમ તમારી બેટીને પૈસાથી મોહતાજમંદ નથી રાખી, તેમજ હું બી મારા જેહાંગીરનાં નામપર મારી તમામ દોલત કરી આપસ, કે જેથી એ ભાયગસાલી જોરૂં અમન ચમનમાં રહે.

**પેસતનશાહ**—ખરૂં છે. મરહુમ જાલેજર શેઠ હમેશ કેહતાતા કે "સદગુણીનો પૈસો આલમને આશીરવાદ છે."

**બરજોરજી**—ને તેમ હું હીમ્મતથી કેહુંચ કે એ દોલતનો રૂડો ઊપયોગ કેમ કરવો તે એ ભવીશનાં લાયકીવારાં ધણી ધણીયાણી બરાબર સમજેચ.

**ગુલાં**—ને તેમાં વરી તમારા જેવા મેહરબાંનોનો જે અમારે માથે સાહયો છે, તો અમારી સાદઇને અમે સદા યાદ કરસું.

**જેહાંગીર**—ખરૂં છે મેહરબાનો. આએ **"ગામરેની ગોરી"** ને હું એક "ખુરજીગર ગામરયો" ગરીબઇમાંથીજ વધીને શેહરી ઠાઠ ને પૈસાનો છંટકાવ પાંમ્યાચ, જે બધું હમારી **ધીરજનું ધન** છે, ને તેથી અમારો એ આગલો ને જુનો અનુભવ, અમારી નવી જીંદગીના નવા સફામાં અમોને સદા કામ આવસે.





# વિક્ટોરીયા નાટક મંડળીની ઉર્દુ ચોપડીઓનું લીસ્ટ.



| | રૂ. | આ. | પૈ. | | રૂ. | આ. | |
|---|---|---|---|---|---|---|---|
| ગરજલાં ઉર્દુ નુરેનાગ. | ૦ | ૬ | ૦ | આશકકા ખુન ... ... | ૦ | ૬ | |
| જંગ્રે ગુલદર .. .. | ૦ | ૬ | ૦ | નિગાહે ગફલત ... ... | ૦ | ૬ | |
| લયલો નહાર .. ... | ૦ | ૬ | ૦ | તિલસ્માતે ગુલ ... ... | ૦ | ૬ | |
| હરિશ્ચંદ્ર ... ... ... | ૦ | ૬ | ૦ | સંગીન બકાવલી ... ... | ૦ | ૪ | ૦ |
| ગોપીચંદ . ... | ૦ | ૬ | ૦ | હવાઇ મજલીસ ... ... | ૦ | ૪ | ૦ |
| રામલીલા ... ... .. | ૦ | ૬ | ૦ | ઇન્દર સભા ... ... ... | ૦ | ૪ | ૦ |
| નાગરં... .. . ... | ૦ | ૬ | ૦ | નયરંગે નાજ ... . | ૦ | ૬ | ૦ |
| અલીબાબા ... .. ... | ૦ | ૬ | ૦ | કરસમયે કુદરત . . . . | ૦ | ૬ | ૦ |
| દીલેર દીલશેર . | ૦ | ૬ | ૦ | વિક્રમ વિલાસ . ... | ૦ | ૬ | ૦ |

## ગુજરાતી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| [illegible] ... ... ... | ૦ | ૬ | ૦ | કળાવતી ... ... ... | ૦ | [illegible] | [illegible] |
| બોલી ગુલ ... ... ... | ૦ | ૮ | ૦ | મદન વસંત ... ... | ૦ | [illegible] | [illegible] |
| ગામરેની ગોરી ... ... | ૦ | ૮ | ૦ | ગુણસુંદરી ... ... ... | ૦ | [illegible] | ૦ |
| અસલાજી ... . . ... | ૦ | ૮ | ૦ | પાકજાદ પરીન ... ... | ૦ | ૮ | ૦ |
| નિંદાખાનું ... ... ... | ૦ | ૮ | ૦ | દીનદાર દીના ... ... | ૦ | ૮ | ૦ |
| તકદીરની તાસીર . . | ૦ | ૬ | ૦ | માસીનો માંકો .. ... | ૦ | ૮ | ૦ |
| ઇક ઇનસાફ ... ... | ૦ | ૮ | ૦ | ભમતો ભુત ... ... ... | ૦ | ૮ | ૦ |
| નેક ખસલત નેહમીના.. | ૦ | ૮ | ૦ | અથડા અથડી...(ગાયન) | ૦ | ૨ | ૦ |

## ફારસ ગુજરાતી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| નાજ શીરીન ... ... | ૦ | ૨ | ૦ | ચાલ મારા બાપ ... ... | ૦ | ૨ | ૦ |
| વેહેમાયલી જર... ... | ૦ | ૨ | ૦ | કાવલાની કચુમ્બર ... | ૦ | ૨ | ૦ |
| ગુસ્તાદ ધામટ ... ... | ૦ | ૨ | ૦ | ખુદાબક્ષ ... ... ... | ૦ | ૨ | ૦ |
| તહ્લ્ય મેહેરા ... ... | ૦ | ૨ | ૦ | | | | |

